# FULL NOTES
ON
# HISTORY OF INDIA

FOR THE USE OF

**Anglo Vernacular and Gujarati**

**SCHOOLS**

By

**LAXMISHANKER. R. SHUKLA.**
AND
**MANEKLAL. N. NANAVATTY.**

Teachers L. H. S. E. School,

**BROACH.**




**Price Rs. 0 - 4 - 0**

# हिंदुस्तानना इतिहासनी पूर्णनोट.

## પ્રકરણ ૧ લુ.

૧. મુસલમાન સરદારોએ આ દેશની લક્ષ્મીથી મોહ પામીને મોટો ભાગ જીતીલીધો તે પેહેલાં ઈરાનના રાજા દરાયસ હીસ્તાસ્પીશે ઇ. સ. પહેલાં ૫૧૮ માં હિંદુસ્તાનપર સ્વારી કરી, ને સીંધુ નદીના કાંઠાનો કેટલોક મુલક જીતીલીધો, ને ત્યાંઆગળ એક હાકેમ મુકી તથા પુષ્કળ દ્રવ્ય લઈને પાછો પોતાને દેશ ગયો. હિંદુસ્તાનપર પહેલી સ્વારી કરનાર એ હતો.

૨, સીકંદરની સ્વારી. ઇ. સ. પેહેલાં ૩૨૭ માં સીકંદરે હિંદુસ્તાનપર સ્વારી કરી. એણે પંજાબના પૌરસ રાજાને હરાવ્યો, અને તેને કેદી પકડયો. પણ પૌરસને પાછલથી એનું રાજ પાછું આપ્યું. એ પંજાબ જીતીને ગંગાં નદીનો મુલક જીતવા જતો હતો, પણ એના લશ્કરે આગળ ચાલવાની ના કહી, ત્યારે પોતાને દેશ ગયો.

૩, સીકંદરના મુવા પછી એનો સેલ્યુંકસ નામે સરદાર એક મોટું લસ્કર લઇને મગધના રાજા ચંદ્રગુપ્તની સામુ લડવા ગયો. એ સેલ્યુકસે ચંદ્રગુપ્તને હરાવ્યો. પણ પાછળથી બેઉને સલાહ થઇ.

૪, એના પછી ઈ. સ. ૭૧૨ માં બસરાના સુબા મહમદ કાસમે સીંધ પર ચડાઇ કરી, ને ત્યાંના રાજા દાહીરને હરાવી મારી નાંખ્યો.

તાતારની એક જાત જેને સેમેનીશ કહેતા હતા, તેઓ ખોરાસાનમાં રાજ કરતા હતા. તેઓની રાજધાની બોખારા શહેરમાં હતી. એવંશનો પાંચમો રાજા અબદુલમુલ્ક નામે હતો. એ અબદુલમુલ્ક પછી અલ્પતગીન નામે તુર્કીગુલામ રાજા થયો.

અલ્પતગીન ઈ. સ. ૯૬૨-૯૭૭-૧૫. એ ખોરાસનનો ગવર્નર હતો. એ પોતાના ધણીના મરણ પછી સ્વતંત્ર થયો, ને રાજ કરવા લાગ્યો. એ ઈ. સ, ૯૭૭ માં મરીગયો.

સબકતગીન. ઈ. સ. ૯૭૭-૯૯૭-૨૦. એ અલ્પતગીનનો ગુલામ હતો; પણ એની ચંચળાઈને લીધે પોતાની દીકરી દીધી. લાહોરના રાજા જયપાલે પેશાવર આગળ એનાપર હલ્લો કીધો, પણ તેમાં જયપાળને પાછું હઠવુ પડયું. હવે સબકતગીને જયપાલ ઉપર ચડાઇ કરી. એ વખતે જયપાળને દિલ્લી, કનોજ, કલીંજર, ને અજમેરના રાજાની મદદ મળી હતી, તો પણ જયપાલ હાર્યો. સબતગીન ઇ. સ. ૯૯૭ માં મરીગયો.

સુલતાનમહમદ ઈ. સ. ૯૯૭-૧૦૩૦-૩૩. એણે લુટ મેળવવાની મતલબથી તથા પોતાનો ધર્મ ફેલાવવાની મતલબથી હિંદુસ્તાનપર બાર સ્વારીઓ કરી છે. (૧) ઇ સ. ૧૦૦૧ માં લાહોરના રાજા જયપાળને હરાવ્યો. (૨) ઇ. સ. ૧૦૦૪ માં ભાટીઆન. રાજા વીજયરાયપર કરી તેને હરાવ્યો. ( ૩ ) ઈ. સ. ૧૦૦૫ માં મુલતાનપર કરી. (૪) ઇ. સ. ૧૦૦૮ માં જયપાળના દીકરા અનંગપાળને હરાવ્યો. એ સ્વારીમાં એને બહુ ધન મલ્યું. ત્યારપછી એ નગરકોટનુ દેરૂં લુટવા ગયો, તે લુટીને પછી ગીજની ગયો. (૫) ઇ. સ. ૧૦૧૦ માં ફરી મુલતાન

ર કરી. ( ૬ ) ઇ. સ, ૧૦૧૧ માં થાનેશ્વરપર કરી. ( ૭ ) ઈ. સ. ૧૦૧૪ માં. ( ૮ ) ઇ. સ. ૧૦૧૫ માં કાસ્મીર પ ર કરી. આ સ્વારીમાં એને બહુ દુઃખ ખમવું પડયું ( ૯ ) ઈ. સ. ૧૦૧૭ માં કનોજપર કરી. કનોજનો રા । મહમદને તાબે થયો. મહમદ મથુરાં ગયો, ને તે શ લુટીલીધું. ( ૧૦ ) ઈ. સ. ૧૦૨૨ માં કલીંજર પરક ( ૧૧ ) ઇ. સ. ૧૦૨૩ માં લાહોરના રાજા બીજા જ પર કરી. ( ૧૨ ) ઇ. સ. ૧૦૨૪ માં સોરઠી સોમ પર કરી. તેમાં ગુજરાતનો રાજા ભીમદેવ લડવા આ ા, પણ તેની હાર થઈ. મહમદે દેરામાં પેસી મુર્તિ ભ ગીનાંખી ત્રણ કકડા કરી, મકકે, મદીને તથા ગીજની મે કલ્યા. આ છેલ્લી સ્વારીમાં એને પુષ્કળ દ્રવ્ય મલ્યું. એ ધર્માભિમાની, ચંચલ, દાહગો ને પરાક્રમી હતો. એ. ઈ સ. ૧૦૩૦ માં મરીગયો.

એના મુવા પછી એના છોકરા મહમદને મસાઉદ વચ્ચે ગાદી બાબત કજીઓ થયો. મહમદને પહેલાં રાજા બન વ્યો, પણ પછી મસાઉદે તેની આંખો ફોડીનાંખી, ગા દીપરથી ઉઠાડી મુકયો. ત્યાર પછી પોતે ગાદી પર બેઠો ઈ. સ. ૧૦૪૦ માં મોદુદે સઘળાને હરાવી ગાદીલીધી પછી ઇ. સ. ૧૧૧૮ માં બહેરામે ગાદીલઇ ૩૪ વરસ રાજ્યચલાવી વિદ્વાનને આશરો આપ્યો આખરે ખુશરૂ મલેક જે છેલ્લો રાજાહતો, તેને ગ્યાંસુદીન ઘોરીએ ગાદીપરથી ઉઠાડી મુકયો. એ ગીજની વંશ ઇ. સ. ૯૬૨—૧૧૮૬—૨૨૪ વરસ ચાલ્યો.



## ઘોરીવંશ ૧૧૮૬—૧૨૦૬—૨૦

અફ્ગાનીસ્તાનના ઈશાનખુણમાં ઘોરકરીને પ્રાંત છે, ત્યાંના રહેવાસીમાટે ઘોરીવંશ નામ પડયું છે.

એ વંશનો પહેલોરાજા ગ્યાસુદીન હતો, તે રાજનો બહોબરત રાખતો, ને તેનો ભાઇ લડાઈનું કામ કરતો.

શહાબુદીન એણે ઇ. સ. ૧૧૭૬ માં પંજાબ, ગુ જરાત ને સીંધપર સ્વારીકરી, ને ખુશરૂમલેકને મારીનાંખી ઇ. સ. ૧૧૮૬ માં લાહોર જીત્યું એણે ઇ. સ. ૧૧ અજમેરના રાજા પૃથુરાજ્યપર ચડાઇ કરી પણ પૃથુરાજે થાનેશ્વર આગળ હરાવ્યો. ત્યારપછી એ ગીજની ગયો, મોટું લશ્કર એકઠું કરી ઈ. સ. ૧૧૯૩ માં એણે થાનેશ્વરની બીજી લડાઈમાં પૃથુરાજને હરાવ્યો, ને તેનું અજમેર શહેર લઈ લીધું ત્યારપછી શહાબુદીને પોતાના ગુલામ કુતબુદીનને ત્યાંનો સુબો ઠરાવ્યો, ને પછી ગીજની ગયો ઇ. સ. ૧૧૯૪માં કનોજના રાઠોડરાજાને હરાવ્યો. એણે ગુજરાત, અયોધ્યા, બંગાલા ને બહાર લઇલીધાં એને સીંધુનદીને કાંઠે ગકકર જાતના લોકે ઇ. સ. ૧૨૦૬ માં ઠેરમાર્યો.

---

## ગુલામવંશ ઈ. સ. ૧૨૦૬—૧૨૯૦—૮૪ વરસ

મહમદઘોરી છોકરાં છૈયાંવગર મરીગયો તેથી એનો વહાલો ગુલામ કુતબુદીન ગાદીએબેઠો. દિલ્નીનો પહેલો મુસલમાન બાદશાહ એ હતો. એ શુરો, ઇનસાફમાં નિષ્પક્ષપાત, ઉદાર દીલનો તથા સદાચરણી હતો. એણે દિલ્લીમાં "કુતુબમીનાર" બંધાવ્યો છે. એણે વીસ વરસ સુબેદારી કરી ૪, વરસ સ્વતંત્ર પણે રાજ કર્યું. એ ઈ. સ. ૧૨૧૦

માં મરીગયો. એનાપછી એનો છોકરો આરામ ગાદીએ બેઠો.

આરામ એ કુતબુદીનનો છોકરો હતો એનામાં કઇ દમ નહોતો, તેથી એના બનેવી અલ્તમશે એને ગાદીપરથી ઉઠાડી મુકયો.

અલ્તમશ ઇ. સ. ૧૨૧૧—૧૨૩૬—૨૫ એણે સીંધ ાલા, ને બહાર જીત્યાં એના વખતમાં ઇ. સ- ૧૨૧૭ ાગલ લોકનો સરદાર જંધીશખાં ચડી આવ્યો એ ઇ. ૧૨૩૬ માં મરીગયો. એનાપછી એનો છોકરો રૂકનુ ગાદીએ બેઠો.

રૂકનુદીન એણે સાત મહીના રાજ કરયું એ લાયક નહોતો, તેથી એનીબેન રજીઆબેગમે એને ગાદીપરથી ઉઠાડી મુકયો.

રજીઆબેગમ ઇ. સ. ૧૨૩૬—૧૨૩૯—૩ એ કુરાન ભણેલી, રાજકારભારમાં હોંશીયાર' ને હીંમતવાન હતી. હિંદુસ્તાનમાં મુસલમાની સ્ત્રી રાજ્યકર્તા તરીકે આ એકલીજ થઇ છે. એ જમાલનામના ગુલામસાથે પ્યારમાં પડવાથી અમીરોના મનમાં ઘણી અલખામણી થઇપડી. એ અમીરોએ એનાસામુ હુલ્લડકીધું, ને રજીઆને કેદકરી ત્યાંથી અલતુનીઆ નામે ચોકીદારને લઇ નાશીગઇ, આખરે બંને પકડાયા ને માર્યાગયા.

બહેરામ એ ઘણો ઘાતકી રાજા હતો. એના વખતમાં મોગલ લોકોએ હુમલો કીધો ઇ. સ. ૧૨૪૧ માં કેદ પકડીને મારી નાંખ્યો એનાપછી મસાઉદ ગાદીએ બેઠો.

મસાઉદ એના વખતમાં મોગલ લોકને બેવાર હરાવ્યા, ને પાછા કાઢીમુકવામાં આવ્યા હતા. એને ૧૨૪૬માં ગાદીપરથી ઉઠાડીમુકી નાશરૂદીન ગાદીએ બેઠો.

નાશરૂદીન ઈ. સ. ૧૨૪૬—૧૨૬૫—૧૯ એણે બુ દેલખંડ, માલવાને દિલ્લીની આજુબાજુ બંડસમાવી રાજ ને મજબુત કર્યું એ પુસ્તકો લખી પોતાનું ગુજરાન ચલા વતોહતો, અને કોઈ ચાકર નહીં રાખતાં પોતાની સ્ત્રીપ સે રંધાવતો એવો સાદો હતો. એનાવખતમાં મોગલ બાદશાહ હોલાકુખાંનો વજીર એના દરબારમાં આવ્યો તો. આ સુલતાન સદગુણી હતો. એ ઈ. સ. ૧૨૬ મરીગયો.

ગ્યાસુદીન બલબન ઈ. સ. ૧૨૬૫-૧૨૮૭-૨૨ રૂદીનના વખતમાં એને સારી રીતે રાજ ચલાવ્યું હ તેથી ઉમરાવોએ એને ગાદી આપી. એ અલ્તમશનો ગુ લામ ને જમાઇ હતો. જંઘીશખાંના હુમલાથી જે રાજા રાજ ત્યાગ કરી નાશી ગયા હતા, તે એને આશરે રહયા હતા. મેવાડના રજપુતો એની સામે થયાં, તેનેલીધે એ ક લાખ માણુસને મારીનાંખ્યાં. એનો પાટવી કુંવર મહ મદ પંજાબમાં મુગલ લોકોની સાથે લડતાં માર્યોગયો. એ ાતાની ૮૦ વરસની ઉમરે ૧૨૮૬ માં મરીગયો. એણે પેતાના પૌત્ર કૈખસરૂને ગાદી આપી.

કૈકુબાદ ૧૨૮૭-૧૨૯૦-૩ ગ્યાસુદીને કૈખશરૂને રાજ આપવા કહ્યું હતું, તેછતાં ઉમરાવોએ ગ્યાસુદીનના બી જા છોકરા બધરાખાન જે બંગાલાનો સુબો હતો, તેના છોકરા કૈકુબાદને ગાદી આપી. એ કૈકુબાદનો વજીર નીજા મુદીન હતો, તે એને નઠારી સલાહ આપતો હતો. એ ગુ લામ વંશનો છેલ્લો પાદશાહ હતો. એને એના બીજા વ જીર જલાલુદીને ઈ. સ. ૧૨૯૦ માં મારીનાંખ્યો, તે ગા દીપર બેઠો.

## ખીલજીવંશ. ઇ. સ. ૧૨૯૦–૧૩૨૧-૩૧.

જલાલુદીન. ઇ. સ. ૧૨૯૦-૧૨૯૫-૫. એ ખીલજી વંશનો પહેલો પાદશાહ હતો. અલાઉદીન નામે એક શૂ રો, પણ દુષ્ટ સરદાર એનો ભત્રિજો હતો. એ સરદારે ...લવામાં ગડબડ મટાડી, તેથી એને અયોધ્યાનો સુબો ...ઓ, એણે દેવગીરીના રાજા રામદેવને ૮૦૦૦ સ્વાર ...ાવ્યો, ત્યાંથી પુષ્કળ પૈસો લઈ પાછો ફર્યો. સુલતા ...ા સ્વાર સહિત એને ભેટવા આવ્યો, એટલે તે દુ ...ત્રિજાએ દગાથી મારીનાંખ્યો.

અલાઉદીન. ૧૨૯૫-૧૩૧૫-૨૦. એને ખુની કહેતા હતા. એણે ઇ. સ. ૧૨૯૭ માં ગુજરાતપર ચડાઈ કરીને ત્યાંના રાજા કરણને હરાવી કમળાદેવીને પરણ્યો. આ રાણી હિંદુસ્તાનમાં ઘણી ખુબશુરત ગણાતી હતી. એ રાણીની છોકરી દીવાળીદેવી દક્ષિણમાં અલીફખાંની સ્વારીમાં પકડાઈ, તેને અલાઉદીને પોતાના વડા છોકરા ખીજરખાં સાથે પરણાવી. એણે ખંભાતમાંથી ગુલામોને પકડ્યા હતા, તેમાંથી મલેક કાફુર નામના ગુલામને ખુબસુરતીને લીધે વજીર કર્યો. ઈ. સ. ૧૩૦૩ માં એણે ચિતોડ સર કર્યું. એને ૧૩૧૫ માં એના વજીરે ઝેરદઇને મારીનાંખ્યો.

એ કાફુરે ઉમરને ગાદીપર બેસાડયો, ને તેને નામે પોતે રાજ ચલાવવા માંડયું. એણે મુબારકને મારીનાંખવાને મારા મોકલ્યા, પણ મુબારકે કાફુરને માર્યો ને પોતે ગાદીપર બેઠો.

એ મુબારકે ખુશરૂખાનને પોતાનો વજીર કીધો, ને સઘલી સત્તા તેના હાથમાં આપી. એ ખુશરૂ પોતાના ધણી તથા કુટુંબને મારીનાંખી પોતે ગાદીપર બેઠો.

ખુશરૂખાન. એ નીચાકુળનો હતો. એણે પોતાની જાતના માણુસને નોકર રાખી તેમને મોટા હોદ્દા આપવા માંડયા, તેથી અમીરો નાખુશથયા, ને બંડ ઉઠાવ્યું આખ રે પંજાબના ગવર્નર ઘાઝીખાંએ ઈ. સ. ૧૩૨૦ માં મારીનાંખ્યો.

---

## તઘલખવંશ ઈ. સ. ૧૩૨૦-૧૪૧૨-૯૨.

એ ઘાઝીખાં ( ગ્યાસુદીન ) તઘલખ લોકોની શાથી ગાદીપર બેઠો. એણે રાજનો સારો બંદોબસ્ત ર્ક્યો, ને ખેડુતના હકમાં લાભકારી કાયદા કાઢયા. ઈ. સ ૧૩૨૫ માં બંગાળા તરફથી પાછા ફરતાં એનાપર ડેરો તુટી પડવાથી એ મરીગયો. એ ડેરો શાહાજાદા મહમદે ઉભો કર્યો હતો; અને તેવખતે એ હાજર નહિ હોવાથી એનામાં કંઇ કાવતરૂં હશે એવો શક છે. એણે દિલ્લી પાસે તઘલખાબાદ કિલ્લો બંધાવ્યો છે એના પછી મહમદ તઘલખ ગાદીએ બેઠો.

મહમદ તઘલખ ઇ. સ. ૧૩૨૫—૧૩૫૧—૨૬ એ ઉદાર, ચતુર ને ભણેલો હતો, પણ જરા ગાંડો હતો એ ણે ઈરાન તથા ચીનપર હુમલો કર્યો તેમાં એનું ઘણું લશ્કર મરીગયું એના અવિચારી કામો એહતાંકે એણે પોતાની રાજ્યધાની દિલ્લીથી દોલતાબાદ લઈજવાનો ઠરાવ કર્યો ને પોતાની રૈયતને ત્યાં વસવા ફરમાવ્યું. જ્યારે જુલમ તથા ભારે કરથી એની રૈયત કંટાલી જઇ જંગલમાં નાંશીજતી, ત્યારે તેમનો શિકાર કરાવતો. એણે પોતાના દાંતપર એક કબર ચણાવી છે. એણે ઈ. સ. ૧૩૩૮ માં

પોતાના ભત્રિજા માળવાના સુબાની જીવતાં ચામડી ઉતરા વીનાંખી એનાવખતમાં ઘણા બંડ જાગ્યા; આખરે ગુજરાતમાં ફરી બંડ જાગ્યું, ને ત્યાંના બંડખોરો સિંધતરફ નાઠા, તેમની પછવાડે જતાં ઠઠ્ઠામાં ઇ. સ. ૧૩૫૧ માં મરણપામ્યો.

ફીરોજશાહ ઇ. સ. ૧૩૫૧—૧૩૮૮—૩૭ એ મહમદનો ભત્રિજો હતો. એ પરોપકારી ને દયાળુ હતો એણે સતલજ નદીનીપાસે ફીરોજપુર શહેર વસાવ્યું છે એણે પુલ, મસીદો, ધર્મશાળા, દવાખાનાં વગેરે બધાવ્યાં છે. સૌથી મોટું કામ જમનાની નહેર બંધાવી છે એણે પોતાના રાજમાંથી ઘાતકી શિક્ષા કાઢીનાંખી એ ઇ. સ. ૧૩૮૮ માં મરીગયો.

એનાપછી ગાજ્યુંદીન ને અબુબકર ગાદીએબેઠા એ બેઉજણને ગાદીપરથી ઉઠાડીમુકી નાશરૂદીન ગાદીએબેઠો એણે ઈ. સ. ૧૩૯૦ સુધી રાજ કર્યું.

મહમદ બીજો ઈ. સ. ૧૩૯૨—૧૪૧૨—૨૦ એના વખતમાં માળવા, જવાનપુર, ગુજરાત, ખાનદેશ વગેરેના સુબા સ્વતંત્ર થઈ ગયા. ઇ. સ. ૧૩૯૮માં તૈમુરે દિલ્લીપર સ્વારીકરી એણે પાચ દિવસ સુધી કતલ ચલાવી, ઘણા ગામ લુટી, બાળી, નાશ કર્યાં પછી પોતાનીસાથે પુષ્કળ પૈસો તથા બંદીવાનલઈ સ્વદેશ ગયો મહમદે ગુજરાતમાંથી પાછા આવીને તૈમુરના ગયાપછી પાછી ગાદી લીધી ને ૧૪૧૨ સુધી નામનો કારભાર કરી તેજ સાલમાં મરીગયો.



## સૈયદ વંશ ઇ. સ. ૧૪૧૪—૧૪૫૦—૩૬

સૈયદ ખીજરખાં ઇ. સ. ૧૪૧૪—૧૪૨૧—૭ તૈમુરે એને મુલતાનનો સુબો બનાવ્યો હતો એણે દોલતખાં લોદીને હરાવી રાજગાદી લીધી એણે સાતવરસ રાજકરયુ એનીપછી એનો દીકરો મુબારક ગાદીએ બેઠો

સૈયદ મુબારક ઈ. સ. ૧૪૨૧—૧૪૩૩—૧૨ એના વખતમાં મોગલલોકો ચડીઆવ્યા હતા, તેમને અને રોહીલખંડ તાબે કરવાને એણે લડાઇકીધી એનાવજીરે એને મારીનાંખી એનાભત્રિજા સૈયદ મહમદને ગાદીઆપી.

સૈયદ મહમદ ઇ. સ. ૧૪૩૩—૧૪૪૩—૧૦ થોડો વખત એણે હોંશીયારીથી રાજકર્યું, પણ પાછળથી મોજશોખમાં પડયો અમીરોએ એનીસામાથઇ એના છોકરા આલમશાહને ગાદીઆપી.

સૈયદ આલમ ઇ. સ. ૧૪૪૩—૧૪૫૦—૭ એ બાદશાહના વખતમાં દિલ્લીથી થોડા મૈલ સુધીમાં હદ આવી રહી હતી, તેથી ૧૪૫૦ માં બહિલોલખાં લોદીને રાજસોંપી બુદાયુનમાં રહેવા ગયો.



## લોદીવંશ ૧૪૫૦—૧૫૨૬—૭૬

બહીલોલખાં લોદી ઇ. સ. ૧૪૫૦—૧૪૮૮—૩૮ એણે જવાનપુરના રાજાસાથે ૨૬ વરસ લડાઈચલાવી છેવટે તાબેકર્યો એ ૩૮ વરસ રાજકરી ૧૪૮૮ માં મરીગયો.

સીકંદર લોદી ઈ. સ. ૧૪૮૮—૧૫૧૭—૨૯ એ ધર્માંધ હતો. એણે હિંદુધર્મને ઘણું નુકસાન કીધું એના વ

ખતમાં આગ્રામાં ગાદી થઈ, નાનકપંથ નીકળ્યો ને ૧૪ ૮૯ માં પોર્તુગીજ લોકો હિંદુસ્તાનમાં વેપારકરવા આવ્યા એ ૧૫૧૭ માં મરીગયો એનાપછી ઈબ્રાહીમ લોદી ગાદી એબેઠો.

ઇબ્રાહીમ લોદી ઇ. સ. ૧૫૧૭—૧૫૨૬—૯ એ કારભારીને ઘણો અળખામણો થઇપડયો. પંજાબના ગવર્ન ર દોલતખાં લોદીએ એના રાજથી કંટાળીજઇ બાબરને મ દદે બોલાવ્યો, ને લાહોર જીત્યું પછી દિલ્લી તરફ ગયો ઇબ્રાહીમ બાબરને પાણીપતના મેદાનમાં મળ્યો, ને લડાઈ થઈ, તેમાં ઇબ્રાહીમ હાર્યો ને માર્યોગયો.



## બ્રાહ્મણી વંશ ઇ. સ. ૧૩૪૭—૧૫૨૫—૧૭૮

અલાઉદ્દીને દક્ષિણદેશ ઇ. સ. ૧૩૦૩ માં જીત્યો, ત્યા રથી દક્ષિણમાં મુસલમાની રાજ્ય થયાં. મહમદ તઘલખની પડ તીવખતે જાફરખા નામે પઠાણસરદાર સ્વતંત્રથયો તેપ્રથમ દિ લ્લીમાં કાંગો નામે બ્રાહ્મણનેત્યાં ગુલામહતો ને તે બ્રાહ્મણે તેના પર ઘણી પ્રીતિ રાખી હતી, તેથી તેનુંનામ રાખવાને માટે પો તાનાવંશનુ નામ બ્રાહ્મણીવંશ પાડયું. એ વંશની રાજધાની વર ગુળમાં હતી એ વંશમાં કુસંપ પેસવાથી એ રાજના પાંચ ભાગ થયા. (૧) અદીલશાહી ઈ. સ. ૧૪૮૯ માં અદીલશાહે વિજાપુરમાં રાજ સ્થાપ્યું, તેની ૧૬૬૮ માં ઓરંગજેબે આખર આણી (૨) કુતુબશાહી ઈ. સ. ૧૫૧૨ માં જુદુ પડયું, તેની રાજધાની ગોવલ કોંડામાં હતી તે ૧૬૮૮ માં ઓરંગજેબે તોડયુ (૩) નીજામશાહીએ ૧૪૯૦ માં વસ્યુ તેની રાજધાની અહમદનગરમાં હતી એમાં જમાબંધીની રીતબાંધનાર પ્રખ્યાત મલીકંબર થઈગયો છે. તે ઇ. સ.

૧૬૩૬ માં શાહાજાએ તોડયું (૪) ઈમાદશાહી એ ૧૪૮૪ માં વસ્યું, એની રાજધાની હલીચપુરમાં હતી. એ ૧૫૭૨ માં નીજામશાહી રાજ્યે જીતીલીધું, (૫) બરીદશાહી ઈ. સ. ૧૪૯૮ માં વસ્યું, તેની રાજધાની બેદરમાં હતી તે ૧૬૫૭ માં ઓરંગજેબે લીધું.

---

## મોગલવંશ ઇ. સ. ૧૫૨૬–૧૮૫૭–૩૩૧

બાબર. ઇ. સ. ૧૫૨૬—૧૫૩૦—૪ એ તૈમુરવંશનો છઠ્ઠો પુરૂષ હતો એણે ઈ. સ. ૧૪૮૯ માં સમરકંદ હાથ કર્યું ઈ. સ. ૧૫૨૬ માં ઈબ્રાહીમલોદીને પાણીપત આગળ હરાવ્યો, ને ગાદીએ બેઠો. ઈ. સ. ૧૫૨૭ માં સીકરીઆગળ મેવાડના રાણા સંગને હરાવી ચંદેરીનો કિલ્લો લીધો. એમાં રજપુતોએ ઘણી બહાદુરી બતાવી. એણે બંગાલા, બહાર ને અયોધ્યા લીધાં એ લડાઇમાં શુરો, સંકટમાં ધીરજવાન, તથા આનંદીસ્વભાવનો હતો. એ ફુલ તથા દારૂનો શોખી હતો. એણે દિલ્લી તથા પેશાવરઆગળ ટપાલ ચાલુકરી ધર્મશાળાઓ બંધાવી. એનાપછી એનો છોકરો હુમાયુ ગાદીએ બેઠો. એ પોતાની ૪૮ વરસની ઉમરે ઈ. સ. ૧૫૩૦ માં આગ્રામાં મરીગયો. એને ચાર છોકરાં હતા હુમાયુ, કામરાન, હિંદાળ; ને મીરજા અસ્કરી.

હુમાયુ. ઇ. સ. ૧૫૩૦—૧૫૫૬–૨૬ ઇ. સ. ૧૫૩૦ માં તેણે કામરાન ને કાબુલ તથા કંદહાર; હિંદાલને સંબલપ્રાંત; મીરજા અસ્કરીને મેવાડનો મુલક આપી બાકી નુરાજ પોતેલીધું એણે ઇ. સ. ૧૫૩૫ માં ગુજરાતના રાજા બહાદુરશાહને હરાવી ચાંપાનેરનો કિલ્લોલીધો એવામાં એક અફ્ગાનસરદાર શીરશાહે બંગાળા તથા બહારલઇને

એની સામુ બળવો કર્યો તેનીસામું હુમાયુએ ૧૫૩૯ માં બ ક્સર આગળ ને ૧૫૪૦ માં કનોજ આગળ લડાઇ કરી તેમાં પોતે હાર્યો, તેથી એ નાશી ઇરાનગયો, ત્યાં નારાજા તમસ્પએ પોતાનો શીહાપંથ પળાવવાનો કબુલકરા વી ૧૪૦૦૦ માણુસનુ લશ્કર આપી એની ગાદી પાછી અ પાવી ઇરાન નાશીજતાં રસ્તમાં ઉમરકોટઆગળ ઇ. સ. ૧૫ ૪૩ માં અકબરનો જન્મ થયો એ ઇ. સ. ૧૫૫૬ માં પોતાના રંગમહેલની સીડીપરથી ઉતરતાં પગ લપસવાથી ઘણુ દિવસ મંદવાડ ભોગવી મરીગયો એનાપછી અકબર ગાદીએ બેઠો.



## શુરવંશ ઇ. સ. ૧૫૪૦—૧૫૫૬—૧૬

શીરશાહ ઇ. સ. ૧૫૪૦-૧૫૪૫-૫ એણે હુમાયુને ઇ. સ. ૧૫૩૯ માં બકસર, ને ૧૫૪૦માં કનોજઆગળ હરા વ્યો, ને ગાદીએ બેઠો. એણે મારવાડના રાજાના તાબાનો રેઝીનકિલ્લો હાથકરી તેમાંના હિંદુઓને મારીનાંખ્યા. ઇ. સ. ૧૫૪૫ માં કલીંજરમાં દારૂનીપીપ ફાટવાથી દાઝીને મ રીગયો એણે ઠામ ઠામ કુવા, ધર્મશાળાઓ ને સડક બંધા વી છે. એ શુરવંશનો પહેલો બાદશાહ હતો. એનાપછી એનોપુત્ર સલીમશાહ ગાદીએબેઠો.

સલીમશાહ. ઈ. સ. ૧૫૪૫—૧૫૫૩—૮ એનામાં કંઈ રાજકરવાનો દમ નહી હોવાથી એનો ભાઈ આદીલશા હ ગાદીએબેઠો.

આદીલશાહ. ઇ. સ. ૧૫૫૩—૧૫૫૬—૩ એનાવખ તમાં માળવા, બંગાળા, પંજાબ વગેરેના સુબા સ્વતંત્ર થ યા, ને રાજમાં ગડબડથઈ એવેળા ઈ. સ. ૧૫૫૬ માં પા

ણીપતના મેદાનમાં બહેરામની મદદથી અકબરે અફગાન ફોજને હરાવી મોગલસત્તા ફરીસ્થાપી.

અકબર. ઇ. સ. ૧૫૫૬—૧૬૦૫—૪૯ એ ગાદી પર બેઠો, ત્યારે ૧૩ વરસની કાચ્ચીઉમરનો હતો, તેથી એ નોવજીર બહેરામખાં રાજ ચલાવતો હતો એણે ઇ. સ. ૧૫૫૬ માં પાણીપતની લડાઇમાં આદીલશાહના વજીર હેમુને હરાવ્યો ઇ. સ. ૧૫૬૦ માં અકબરે રાજની લગામ લીધી, તેથી બહેરામે બંડકર્યું, પણ અકબરે માફી આપી એ મકકે હજ કરવા જતો હતો, ત્યાં જતાં રસ્તામાં કોઈ પઠાણ દુસ્મને મારી નાંખ્યો. હવે અકબરે પોતાના સરદારપર સત્તા બેસાડવામાં, હિંદુ રજવાડા તથા સ્વતંત્ર થઇ ગયેલા સુબાઓને વશ કરવામાં, તથા જીતેલા મુલકનો બંદોબસ્ત કરવામાં પોતાનું દીલ લગાડયું. એણે ઇ. સ. ૧૫૬૮ માં ચિતોડ, ૧૫૭૩ માં ગુજરાત, ૧૫૮૬ માં કાશ્મીર, ૧૫૯૨ માં સીંધ, બંગાળા તથા ઓઢીઆ, ૧૫૯૪ માં કંદહાર, ને ૧૫૯૯ માં અહમદ નગર જીતી સર કર્યાં ઈ. સ. ૧૫૯૯ ની છેલી અહમદ નગરની સ્વારીમાં ચાંદ બીબી સામી થઈ. તેણીએ બહાદુરીથી લડી પોતાના દેશનો બચાવ કર્યો. પણ પાછળથી તેના લશ્કરમાંના કોઈએ દગાથી મારી નાંખી. એણે જમાબંધની રીતનો મૂળ પાયો નાંખ્યો. એણે સતી થવાનો ચાલ બંધ કર્યો, પુનરલગ્ન કરવાની છુટ આપી, જજીઆ વેરો માફ કર્યો, હિંદુઓને મોટી જગા આપી, રૈયતને ફાવતો ધર્મ પાળવા દીધો ને ખેડુતને સુખી કરી વિદ્વાનને આશરો આપ્યો. એને ત્રણ છોકરા હતા. સલીમ, દાનીઆલ, ને મુરાદ. એ કદમા ઉંચો, ખુબસુરત તથા મીલનસાર હતો.

જહાંગીર ઇ. સ. ૧૬૦૫-૧૬૨૭-૨૨. એ ઇ. સ. ૧૬૧૧

માં નુરજા નામની ખુબસુરત બૈરીને પરણ્યો. એ બેસ અ કબરના જનાનખાનામાં ઉછરી હતી. અકબરે એને પોતા ના ઈરાની સરદાર શીર અફ્ગાન સાથે પરણાવી. અકબ રના મરણ પછી જહાંગીરે શીર અફ્ગાનને મારી નાંખી પોતે પરણ્યો. અને તેના ભાઇ તથા બાપને મોટી જગા આપી. એના વખતમાં ઇ. સ. ૧૬૧૦ માં દક્ષિણમાં મ લીકંબર સ્વતંત્ર થયો. ઇ. સ. ૧૬૧૫ માં ઈંગ્લાંડના રા જા પહેલા જેમ્સે સરથોમસરો નામનો એલચી જહાંગીર ની દરબારમાં મોકલ્યો. શાહાજાહાંને ગાદી મળે તેમાં નુર જહાં રાજી નહોતી, કેમકે તેણીના વિચાર પોતાના જમા ઇ શહેરીયારને ગાદી અપાવવાનો હતો. જહાંગીરના રાજ માં મહોબતખાં નામે સરદારનું ઘણું ચાલતું હતું, તેથી નુરજહાં તેનાપરા અદેખાઇ રાખતી હતી. ને તેનાપર સિ લક ખાઇ જવાનું તહોમત મુકયું. આથી મહોબતખાંએ સૈન્ય એકઠું કરી પાદશાહ તથા બેગમને કેદ કર્યા. એ અ તિશય નીશા કરતો હતો; એ વળી બેદરકાર હતો, પણ ન્યાયી હતો. એના રાજની પેદાશ ૫૦ કરોડ હતી. એને ચાર છોકરા હતા. ખુશરૂ, શાહજહાં, શહેરીયાર ને પરવી ઝ, તેમાં પહેલો તથા છેલ્લો મરણ પામ્યાં હતાં.

શાહાજહાં. ઇ. સ. ૧૬૨૭-૧૬૫૮-૩૧. એણે ૧૬૨૭ માં બલ્ક તથા કંદહાર જીત્યાં. એણે બંગાળામાંથી પોર્ટુગી જ લોકને હાંકી કાઢયા. એને ચાર છોકરા હતાં. દારા, સુજા, ઓરંગજેબ ને મોરાદ, દારા ઉતાવળીઓ, ને તા મસી હતો; સુજા વિષયી હતો; મોરાદ મુરખ ને આપમ તિયો હતો; ઓરંગજેબ ઘણો લોભી, ને લુચ્ચો હતો. ઇ. સ. ૧૬૫૭ માં શાહાજહાં માંદો પડયો, ત્યારે દારા, તથા સુજા બને માંહોમાંહે લડયા તેમાં સુજા હાર્યો. ઓરંગજેબે

કપટથી મોરાદને પોતાના પક્ષમાં લીધો, ને દારાને ઉજ્જન તથા આગ્રા આગળ ઈ. સ. ૧૬૫૭ માં હરાવ્યો. ઔરંગજેબે પોતાના બાપને ૧૬૫૭ માં કેદ કર્યો. એ કેદખાનામાં ઈ. સ. ૧૬૬૮ માં મરીગયો. એણે ૬।। કરોડ રૂપીઆ ખરચી રત્નજડીત મયુરાસન બનાવ્યું છે. તથા ૭૫) લાખ રૂપીઆ ખરચી તાજમહેલ બંધાવ્યો છે. એના રાજનું મહેસુલ ૨૨) કરોડ રૂપીઆ હતું

ઔરંગજેબ. ઈ. સ. ૧૬૫૮-૧૭૦૭-૪૯. એ ઈ. સ. ૧૬૧૮ માં જન્મ્યો હતો. એણે દારાના સરદાર જસવંતસીંગને હરાવ્યો. ને પોતાના બાપને કેદ કરી તથા ભાઈ બાંધુને મારીનાંખી ગાદીપર બેઠો. એણે ઈ. સ. ૧૬૮૬ માં વીજાપુર. ને ૧૬૮૭ માં ગોવળકોંડા જીત્યાં. એના વખતમાં શીવાજી નામનો એક હોંશીયાર મરેઠી સરદાર ઈ. સ. ૧૬૨૭ માં સ્યુનરીના કિલ્લામાં જન્મ્યો હતો. ઈ. સ. ૧૬૬૫ માં ઔરંગજેબે પોતાના સરદાર શાહીસ્તખાંનને શીવાજીને વશ કરવા મોકલ્યો. એ સરદારે શીવાજીને સીંઘર આગળ હરાવ્યો. એણે ઈ. સ. ૧૭૦૦ માં સતારા હાથ કર્યું એણે હિંદુપર બહુ જુલમ કર્યો, ને જજીઆ વેરો દાખલ કર્યો ઈ. સ. ૧૭૦૧ માં સર વીલીયમ નોરીશ નામે અંગ્રેજી એલચી એનીદરબારમાં આવ્યો ઔરંગજેબને એવી બીક રહેતીહતી કે જેવીરીતે મેં મારાબાપને દુઃખ દીધું છે, તેવીરીતે મારા છોકરાં મને દુઃખ દેશે, તેથી જીવતાં સુધી તેમને પોતાનીપાસે આવવા દેતો નહિં. એ બહાદુર, લુચ્ચોને દગલબાજ હતો. એનાવખતમાં મોગલ રાજની ચડતીહતી, પણ એના મરણપછી મોગલરાજની પડતી થઈ.

અકબર ને ઔરંગજેબના ગુણના મુકાબલાઃ —

અકબર અને ઓરંગજેબ બંને ચંચળાઇમાં સરખા હતા, પણ અકબર પોતાની અક્કલ હોંશીયારીથી કામકર તો, ને ઓરંગજેબ, કાવતરાંથી કામકરતો; અકબર ઉદાર ને શત્રુપર દયા રાખતો હતો, અને ઓરંગજેબ ઘાતકી અને જુલમી હતો; અકબરે હિંદુઓને મોટી મોટી નોકરી આપીપોત પોતાનો ધર્મ પાલવા દીધો, પણ ઓરંગજેબે તેમ નાપર મુસલમાન ધર્મ પાળવાને જુલમકર્યો; અકબરે જ જીઆવેરો માફકરી હિંદુઓપર પ્રીતિ બતાવી, અને ઓરંગ જેબે જજીઆવેરો નાંખી હિંદુઓપર કેરકર્યો.

બહાદુરશાહ. ઈ. સ. ૧૭૦૭—૧૭૧૨–૫ ઓરંગજે બના મરણપછી એનાછોકરા આજીમ અને કામબક્ષ વચ્ચે ગાદીબાબત તકરારથઈ એ બંનેએ માંહોમાંહે લડાઈકરી. બને માર્યાગયા; તેથી મોઆજીમ બહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએબેઠો. એનાવખતમાં રજપુતો, તથા મરેઠા સ્વ તંત્રથયા, ને શીખલોકોની ચડતીથઇ એના રાજની સત્તા જુલ્ફીકરખાન વજીરને હાથહતી. એ ઈ. સ. ૧૭૧૨માં મ રીગયો.

જહાંદારશાહ ઇ. સ. ૧૭૧૨—૧૭૧૩—૧ એણે પો તાના ભાઈ ભત્રિજાની કતલકરી ગાદીલીધી એની કતલમાં થી બચેલો એનો ભત્રિજો ફરૂકશીયર બહાર તથા અલાહ બાદના સુબા સૈયદ હસન તથા સૈયદ અબદલ્લાની મદદ મે ળવીને જુલ્ફીકરખાંનને આગ્રાની લડાઈમાં ઇ. સ. ૧૭૧૩ માં હરાવ્યો.

ફરૂકશીયર ઇ. સ. ૧૭૧૩—૧૭૧૯-૬ ઉપર કહેલા બે સૈયદ ભાઇની મદદથી એને ગાદીમળી એ સૈયદોને "બા દશાહ બનાવનાર" કહેછે એના વખતમાં સઘળી રાજસત્તા સૈયદોના હાથમાં હતી સૈયદહસન વજીર બન્યો, ને સૈયદ

અબદલ્લા લશ્કરનો ઉપરીબન્યો એનો મુખ્ય હરીફ નીજામ-ઉલ-મુલ્ક હતો ફરૂકશીયરે સ્વતંત્રથવાની ઇચ્છા બતાવી તેથી સૈયદોએ ૧૭૧૯ માં મારીનાંખ્યો એનાપછી બે બાળકને વારાફરતી ગાદીઆપી, ને પછીથી તેમને મારીનાંખી મહમદશાહને ગાદીઆપી.

મહમદશાહ. ઇ. સ. ૧૭૧૯—૧૭૪૮—૨૯ એના વખતમાં સૈયદોનું જોર નરમ પડયું હતું. એનાવખતમાં ઇ. સ. ૧૭૩૮ માં ઇરાનનો રાજા નાદીરશાહ દિલ્લીપર ચડીઆવ્યો તેણે ૫૮ દિવસ સુધી લુટચલાવી ત્રીસહજાર માણસને મારીનાંખ્યા અને ખુરાસન, કોહીનુર વગેરે રત્ન લઈ પોતાને દેશગયો. ઇ. સ. ૧૭૪૭માં પઠાણસરદાર અહમદશાહે પહેલીવાર હિંદુસ્તાનપર ચડાઇકરી.

અહમદશાહ ઇ. સ. ૧૭૪૮—૧૭૫૪—૬ એનાવખતમાં અહમદશાહ બીજીવાર આવ્યો એનાવખતમાં ૧૭૫૦માં રોહીલાલોકોએ બંડકર્યું, તે મરેઠાની મદદથી સમાવ્યું એવામાં ગાજ્યુદીન સરદારે બાદશાહને આંધળોકરી ઇ. સ. ૧૭૫૪ માં મારીનાંખ્યો.

આલમગીર ઇસ. ૧૭૫૪—૧૭૫૯—૫ ગાજ્યુદીને એને ગાદીઅપાવી. આ સરદાર દુષ્ટ હતો. પંજાબમાંથી અબદલ્લીના મુકેલા હાકેમને કાઢીમુકવાથી દુરાનીએ ઇ. સ. ૧૭૫૬ માં ત્રીજીવાર આવી ઘણા માણસને કેદકરી સ્વદેશગયો ચોથીવખત દુરાની ૧૭૫૯ માં આવ્યો.

શાહઆલમ ઇ. સ. ૧૭૫૯—૧૮૦૬—૪૭ આ વખતે મરેઠાનું જોર વધ્યું હતું તેણે દિલ્લી તથા લાહોર લઇ અબદલ્લીના તાબાનો મુલક લુટવા માંડયો, તેથી અબદલ્લીએ ઇ. સ. ૧૭૬૧ માં પાંચમી વખત સ્વારીકરી. પાણીપતના મેદાનમાં મરેઠાસાથે લડાઇ થઇ, તેમાં મરેઠા હા

યો. પછી બાદશાહ અંગ્રેજને કબજે રહ્યો. પછી આખરે ૧૮૦૩ માં સીંધીઆને હરાવી લોર્ડલેકે તેને સીંધીઆપ સેથા છોડવ્યો. એ ઈ. સ. ૧૮૦૬ માં મરીગયો.

અકબર. બીજો. ૧૮૦૬—૧૮૩૭—૩૧ એ માત્ર નામની ગાદી ભોગવી ૧૮૩૭ માં મરીગયો, પછી તેનો પુત્ર મહમદ બહાદુરશાહ ગાદીએ બેઠો.

મહમદબહાદુરશાહ. ઈ, સ. ૧૮૩૭-૧૮૫૭-૨૦ એ મોગલ વંશનો છેલ્લો, બાદશાહ હતો. એ ૧૮૫૭ ના બળવામાં સામેલ થવાથી એને રંગુનમાં કેદ કર્યો. ત્યાં તે ૧૮૬૨ માં મરીગયો. આ પ્રમાણે મોગલ વંશનો અંત આવ્યો.



## મરેઠી વંશ ઈ. સ. ૧૬૬૪-૧૮૪૮-૧૮૪

શીવાજી. ઈ. સ. ૧૬૬૪-૧૬૮૦-૧૬ એ ઈ. સ. ૧૬૨૭ માં સ્યુનરીનાં કિલ્લામાં જન્મ્યો હતો. એ વંશનો મુલ પુરૂષ માલોજી હતો. તે અહમદ નગરના રાજમાં નોકર હતો. તેને શાહાજી નામે પુત્ર હતો તેનું લગ્ન મરેઠા સરદાર જાદવરાયની પુત્રી જીજીબાઇ વેરે કર્યું, તેનાથી શીવાજી ઉત્પન્ન થયો. એણે ઇ. સ. ૧૬૪૬ માં ટોરનીઆની ટેકરી લીધી, તેમાંથી પુષ્કળ દ્રવ્ય નીકળ્યું, તેનાથી એણે રાયગઢ કિલ્લો બંધાવ્યો. ઈ. સ. ૧૬૫૯ માં વીજાપુરના રાજાએ અફજળખાનને શીવાજીને મારીનાંખવા મોકલ્યો, પણ શીવાજીએ દગાથી મારી નાંખ્યો ઈ, સ. ૧૬૬૨ માં ઔરંગજેબે શહીસ્તખાનને મોકલ્યો, જેણે ૧૬૬૫ માં સીંગર આગળ હરાવ્યો. ઈ. સ. ૧૬૬૩ માં શીવાજીએ સુરત લુંટ્યું. ૧૬૬૪ માં રાજપદ ધારણ કર્યું. ઇ. સ. ૧૬૭૦

માં બીજી વાર સુરત લુટયું. ઇ. સ. ૧૬૭૪ માં રાજ્યભિષેક કરાવી પોતના તોલ જેટલું સોનુ દાન કર્યું. એ ઇ. સ. ૧૬૮૦ માં રાયગઢના કિલ્લામાં મરી ગયો. એને ભણતાં ગણતા આવડતું નહોતું, પણ શસ્ત્ર વાપરવામાં ઘણો હોંશીયાર હતો. એને બે છોકરા હતા. સંભાજીને રાજારામ.

સંભાજી. ઈ. સ. ૧૬૮૦-૧૬૮૯-૯. એ પોતાના બાપ જેવો બહાદુર હતો, પણ અકલ મંદ હતો. એ કલુશાનામે કનોજીયા બ્રાહ્મણની માઠી સોબતમાં પડી વિષયમાં ગરક થઇ ગયો. એ નિશામાં ચકચુર હતો, તેવામાં ઔરંગજેબે એને કેદ પકડયો. અને કહ્યું કે મુસલમાન થાય તો ઉગરે તેના જવાબમાં સંભાજીએ કહ્યું કે તારી શાહાજાદી પરણાવેં તો મુસલમાન થાઉં; આથી ઔરંગજેબે ગુસ્સે થઈ તેની આંખો ફોડી નાંખી,

રાજારામ. ઈ. સ. ૧૬૮૯-૧૭૦૦-૧૧. મરેઠા સરદારોએ સંભાજીના ઓરમાઇ ભાઇ રાજારામને ગાદી આપી ઓરંગજેબે ઈ. સ. ૧૬૯૮ માં જીજી નામના કિલ્લાને ઘેરો ઘાલ્યો, પણ તે જીતાયો નહીં, ને રાજારામ તેમાથી લાંચ આપી નાશી ગયો. એ ઈ. સ. ૧૭૦૦ માં મરીગયો.

શીવાજી બીજો. ઈ. સ. ૧૭૦૦-૧૭૦૮-૮ રાજારામના મરણ પછી તેના મોટા કુંવર શીવાજીને ગાદી મલી. એ નાનો હતો, તેથી એની મા રામબાઈ રાજ કરતી હતી. આ વખતે ઔરંગજેબના મરણને લીધે સંભાજીનો કુંવર શાહુ છુટીને ગાદી લેવા આવ્યો. પણ તારાંબાઇએ સામી થઈ પણ શાહુએ હરાવી ગાદી લીધી. તેથી તારાબાઇ કોલાપુર જઇ રાજ કરવા લાગી. આ પ્રમાણે સતારા, ને કોલાપુર બે શાખા થઈ

શાહુપહેલો. ઈ. સ. ૧૭૦૮–૧૭૪૮–૪૦ ઔરંગઝેબ ના દરબારમાં ઉછેરાવાથી શાહુ મોજશોખી થયોહતો એ ણે બાલાજી વિશ્વનાથ નામે બ્રાહ્મણને રાજ્યસોંપી સત્તા સોંપી એણે શાહુનુ રાજ વધાર્યું ઇ. સ. ૧૭૧૯ માં મહ મદશાહના વજીર સૈયદ હુસેનને લઇ દિલ્લીગયો, ને પાદશા હ પાસેથી દક્ષિણની ચોથ અને મરેઠીરાજનું સ્વતંત્રપણુ કબુલ કરાવ્યું. આ વખતથી મરેઠા માત્ર નામનાજ રાજા રહયા. એ ઈ. સ. ૧૭૪૮ માં મરીગયો. એને કુંવર ન હિ હોવાથી બીજા શીવાજીના કુંવર રામરાજાને ગાદીપરએ સાડયો.

રામરાજા ઈ. સ. ૧૭૪૮—[illegible]—૨૯ એણે પે શ્વાની સામાથઇ રાજચલાવવાની ઇચ્છાબતાવી, પણ નહિ ફાવ્યાથી સતારાની આસપાસના કેટલાક પરગણા લઇ બ ધો અખત્યાર પેશ્વાને સોપ્યો, ને ગાદીપરથી હાથ ઉઠા વ્યો. પેશ્વાની ગાદી આ વખતે સતારેથી પુને થઇ. રામરાજા ઇ. સ. ૧૭૭૭માં સતારામાં અપુત્ર મરણ પામ્યો.

શાહુબીજો. ઈ. સ. ૧૭૭૭—૧૮૧૮—૪૧ એ રા મરાજાનો દત્તક પુત્રહતો. એણે પેશ્વાના બંધનમાંથી છુટ વાને તોફાનકર્યું તેથી પેશ્વાએ તેને તથા તેના બેપુત્રને કે દ કર્યા ઇ. સ. ૧૮૦૧. પછી અંગ્રેજસરકારે પ્રતાપસીંહને ઇ. સ. ૧૮૧૮માં ગાદી આપી.

પ્રતાપસીંહ ઇ. સ. ૧૮૧૮—૧૮૪૦—૨૨ એનાપર ઈ. સ. ૧૮૩૯ માં ફીતુરનો વહેમ આવવાથી તેના ભાઈ આપાસાહેબને(શાહાજીને) ૧૮૪૦ માં ગાદી આપી.

શાહાજી ઈ. સ. ૧૮૪૦—૧૮૪૮–૮ એ મરી

ત્યારે સતારાનું રાજ અંગ્રેજે ખાલસાકીધું. તેના દત્તકપુત્ર રામરાજા ભોંસલેને હાલ પચાસ હજાર રૂપીઆનું પેન્સન મળે છે.

---

## પેશ્વાવંશ ઇ. સ. ૧૭૧૪-૧૮૧૮-૧૦૪

બાલાજી વિશ્વનાથ ઇ. સ. ૧૭૧૪—૧૭૨૦—૬ એ પેશ્વા વંશનો પહેલો બાદશાહ હતો એણે મરેઠીરાજ ઘણુ ફેલાવ્યુ. ઈ. સ. ૧૭૧૮ માં સૈયદોને મદદકરવાને દિલ્લીગયો, જેણે ચોથ તથા સરદેશમુખી હકઆપ્યા. એ ઈ. સ. ૧૭૨૦ માં મરીગયો. તેજવખતે ખંડેરાવ તથા દામાજી ગાયકવાડ પણ મરીગયા એને બે પુત્ર હતા બાજીરાવ ને ચીમનાજી તેમાંથી વડા બાજીરાવને ગાદી મલી.

બાજીરાવ પહેલો ઇ. સ. ૧૭૨૦—૧૭૪૦—૨૦ એણે મરેઠી રાજની સત્તા ઘણી વધારી. ઇ. સ. ૧૭૩૪ માં માળવાપર સ્વારીકરી, ને ૧૭૪૩ માં તે જીત્યું. બાજીરાવે ગુજરાતના સુબા ત્રંબકરાવને ૧૭૩૪ માં ડભોઇઆગળ હરાવ્યો ઈ. સ. ૧૭૩૬ માં નીજામ ઉલ-મુલ્ક તથા બાદશાહની ફોજને હરાવી કેટલોક મુલક લીધો એના વખતમાં ઇ. સ. ૧૭૩૮ માં નાદીરશાહ ચડીઆવયો ઇ. સ. ૧૭૩૯ માં ચીમનાજીએ વસાઇ લીધુ શિવાજી તથા બાજીરાવજેવા પુરૂષો મરેઠીરાજમાં થયાનથી એ ઈ. સ. ૧૭૪૦ માં મરીગયો એને ત્રણપુત્ર હતા બાલાજી રાઘોબા ને સમશેર બહાદુર મોટો રાજા થયો.

બાલાજી બીજો ઈ. સ. ૧૭૪૦—૧૭૬૧—૨૧ ઈ. સ. ૧૭૫૭ માં કર્ણાટકના નવાબ તથા મૈસુરના રાજા પાસેથી ખંડણી લીધી ઇ. સ. ૧૭૬૦ માં ઉદગીર આગળ નીજામને

હરાવ્યો. ઇ. સ. ૧૭૪૩ માં બંગાળાના નવાબે ચોથ તથા ઓઢીઆપ્રાંત આપ્યો. એના વખતમાં અહમદશાહ અબદલી પાંચમીવાર ઇ. સ. ૧૭૬૧ માં હિંદુસ્તાનમાં આવ્યો. અને પાણીપતના મેદાનમાં મોટી લડાઈથઇ. તેમાં પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ, સદાશીવભાઉ વગેરે મહાન સરદારો રણમાં પડયા; ને ઘણી ફોજછતાં મરેઠાની ખરાબી થઇ. બાલાજી પેશ્વા આ હારથી ખેદપામીને ૧૭૬૧ માં મરીગયો. એને વિશ્વાસરાવ, માધવરાવ ને નારાયણરાવ નામે ત્રણ દીકરા હતા.

માધવરાવ ઇ. સ. ૧૭૬૧—૧૭૭૨—૧૧ એણે ઈ. સ. ૧૭૬૪ માં હૈદરને હરાવ્યો, ને ૩૨ લાખ રૂપીઆ લીધા. ઇ. સ. ૧૭૬૬ માં મલ્હારરાવ હોલ્કર મરીગયો. પેશ્વાએ સ્વતંત્ર થવાની ઈચ્છા બતાવી તેથી રાજમાં કુસંપ પેઠો. એનાવખતમાં નાનાફડનવીશ, સખારામબાપુ, રામશાસ્ત્રી ન્યાયાધીશ, તથા ત્રંબકરાવ મામા વગેરે મહાન સરદારો હતા. ઈ. સ. ૧૭૭૨ માં હૈદરને ફરીથી હરાવ્યો. એ ઇ. સ. ૧૭૭૨ માં મરીગયો. એને પુત્ર નહી હોવાથી એનો ભાઇ નારાયણરાવ ગાદીએ બેઠો.

નારાયણરાવ ઇ. સ. ૧૭૭૨—૧૭૭૪-૨ એ માધરાવનો નાનો ભાઇ હતો એના કાકા રાઘોબાએ રાજલેવાની લાલચે ઇ. સ. ૧૭૭૪ માં ઘાત કરાવ્યો.

સવાઈ માધવરાવ ઇ. સ. ૧૭૭૪—૧૭૯૫—૨૧ એના વખતમાં ઇ. સ. ૧૭૭૪—૧૭૮૨ સુધી પહેલો મરેઠી વિગ્રહ ચાલ્યો રાઘોબાને ગાદી નહી આપી તેથી એ અંગ્રેજની મદદ માગવા ગયો, તેથી લડાઈ થઇ આખરે ૧૭૮૨ માં સાલબાઇના તહનામાથી અંગ્રેજને સાષ્ટી વગેરે બેટ મળ્યા, ને રાઘોબાને પેન્સન આપ્યું ને લડાઈનો અંત આ

યો. ઈ. સ. ૧૭૯૪ માં મહાદજી સીંધીઆ મરીગયો. એ ણે ઈ. સ. ૧૭૯૫ માં નાનાફડનવીશના દાબથી આપઘાત કર્યો

બાજીરાવ બીજો ઈ. સ. ૧૭૯૫—૧૮૧૮—૨૩ સ વાઇ માધવરાવને પુત્ર નહિ હોવાથી રાઘોબાના પુત્ર બાજી રાવને ગાદીમલી. એ અવિચારીને બીકણ હતો. ઈ. સ. ૧૮૦૦માં નાનાફડનવીશ મરી ગયો. ઈ. સ. ૧૮૦૧ માં હોલ્કરે પુના લુટ્યું, તેથી બાજીરાવ નાશી અંગ્રેજની મદ દ માગવા ગયો, ને તાબે થયો. એણે વસાઈ આગળ ૧૮૦૨ માં તહનામું કર્યું, કે અંગ્રેજી લશ્કર પુનામાં રહે ને બા જીરાવને ગાદી અપાવવી. ઈ. સ. ૧૮૧૫ માં ગાયકવાડે મોકલેલા ગંગાધેર શાસ્ત્રીને બાજીરાવના પ્રધાન ત્રંબકજી ડેંગલેએ મારી નાંખ્યો. તેથી મરેઠી ત્રીજો વિગ્રહ થયો અંગ્રેજે ઈ. સ. ૧૮૧૭ માં ખડકી આગળ, ને ઈ. સ. ૧૮૧૮ માં કોરેગામ આગળ એમને હરાવ્યા આખરે પક ડાયો ને આઠલાખ રૂપીઆનું પેન્સન આપવા કરી છોડી દીધો. એ ઈ. સ. ૧૮૫૩ માં બીથુરના કિલ્લામાં મરી ગયો.



## ગવર્નર જનરલ્સ.

વૉર્ન હેસ્ટીંગ્સ. ઈ. સ. ૧૭૭૪—૧૭૮૫—૧૧ એ ના વખતમા ઈ. સ. ૧૭૭૪ માં રેગ્યુલેટીંગ એક્ટ પ્રસા ર થયો, ને એજવરસમાં નંદકુમારને ફાંશીદીધી. એણે કા શીનારાજા ચૈયતસીંહ અને અયોધ્યાના નવાબ અશોફ-ઉદ- દૌલા સામુ જુલમકર્યો. એના વખતમાં પહેલો મરેઠી વિગ્ર હ, તથા બીજો મૈસુર વિગ્રહ થયો. એ જ્યારે સ્વદેશગયો

ત્યારે કોર્ટઓફ ડાયરેક્ટર્સે એનાપર કામ ચલાવ્યું એ ન પાસ દશ વરસ ચાલી, પણ જ્યારે તે બીન ગુનેગાર ઠર્યો ત્યારે એને છોડીમુકયો. એ પોતાની ૮૬ વરસની ઉમ્મરે ઇ. સ. ૧૮૧૮ માં મરીગયો. એના વખતમાં ઈ. સ. ૧૭ ૮૩ માં ફૉકસ નામના પ્રધાને એક બીલ મુકયું કે કંપની એ વેપારનું કામકરવું, અને રાજકારભાર પાર્લીમેન્ટ ચલાવે, પણ તે મંજુર થયું નહિં. પછી પીટનું બીલથયું, તે પ્રસારથયું

લૉર્ડ કૉર્નવાલીશ ઈ. સ. ૧૭૮૬—૧૭૯૩—૭ હેસ્ટીંગસના મરણ પછી મેકફ્રૂસૈનસાહેબે કામ ચલાવ્યું. ઈ. સ. ૧૭૮૪ માં માંગલોરના તહનામાં પ્રમાણે ટીપુ ચાલ્યો નહી તેથી ઈ. સ. ૧૭૯૧ માં બેંગલોર, અને નંદીદુર્ગના કિલ્લા લીધા, ને ટીપુને એરીકેરા આગળ હરાવ્યો..એમાં એને ૫૦ લાખરૂપીઆ મળ્યા, તે એણે પોતાના સીપાઇઓને વહેંચી આપ્યા. એના વખતમાં ઇ. સ. ૧૭૯૦ માં મૈસુરનો ત્રીજો વિગ્રહ થયો. અંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજાપર ટીપુએ ચડાઇકરી, તેથી લડાઇ કરવાની અંગ્રેજને જરૂર પડી. એણે જમાબંધીના ત્રણ નિયમ બાંધ્યા. જમીનદારોએ જમીનનો આંકડો સરકારમાં ભરવો, લોકોએ પોતાની ગામની ઉપજનો ભરવો, ને પ્રત્યેક ખેડુતે પોતાની જમીન માટે ઠેરવેલી વીગોટી ભરવી એણે વસુલાત ને ન્યાયખાતામાં સુધારો કર્યો, ને કલકત્તામાં હાઈકોર્ટ સ્થાપી એ ઇ. સ. ૧૭૯૮ માં સ્વદેશગયો.

સરજોન શોર ઇ. સ. ૧૭૯૩—૧૭૯૮—૫ એનો વિચાર એવો હતોકે દેશીરાજમાં હાથ ન ઘાલતાં, સલાહ શાંતીથી રાજકારભાર ચલાવવો. ઇ. સ. ૧૭૯૫ માં બગાલાનાં અંગ્રેજી લશ્કરે પગાર વધારવા અરજી કરી બલવો કર્યો, ત્યારે તેમની અરજ કબુલરાખી બલવો સમાવ્યો. એ

ને ઇ. સ. ૧૭૯૮ માં કોર્ટ આફ ડાયરેકટર્સે બોલાવી લીધો

લોર્ડ વેલેસ્લી ઈ. સ. ૧૭૯૮—૧૮૦૫—૭ એના વખતમાં ટીપુએ ફ્રાંન્સના પ્રખ્યાત નેપોલીઅન બોનાપાર્ટસાથે કાગળપત્રનો વહેવાર ચલાવ્યો હતો. તે અંગ્રેજના દુશ્મન હોવાને લીધે ચોથો મૈસુર વિગૃહ થયો. ઇ. સ. ૧૭૯૯ માં સીધેશ્વર, માલવેલી, ને શ્રીરંગાપટ્ટણ આગળ ટીપુને હરાવ્યો. આ છેલ્લી લડાઇમાં ટીપુ માર્યો ગયો. ઇ.સ. ૧૮૦૨ માં બીજો મરેઠીવિગૃહ થયો, ને ઈ. સ. ૧૮૦૪ માં ત્રીજો મરેઠી વિગૃહ થયો. ઈ. સ. ૧૮૦૫ માં જ્યારે એ સ્વદેશ ગયો, ત્યારે અંગ્રેજ સરકાર ને ઇસ્ટ ઈંડીઆ કંપની તરફથી બારે માનસાથે ઇંગ્લાંડ ગયો.

લોર્ડ કોર્નવૉલીસ બીજીવાર. ઇ. સ. ૧૮૦૫—૧૮૦૫—૦ એને ફરીથી ગવર્નર જર્નલ ઠરાવી હિંદુસ્તાનમાં મોકલ્યો. એ લોર્ડ લેકને મળવા જતાં રસ્તામાં ગાજીપુર આગળ ઈ. સ. ૧૮૦૫ માં મરણપામ્યો.

સર જોર્જ બાર્લો ઈ. સ. ૧૮૦૫—૧૮૦૭—૨ એણે એવો હુકમ કર્યો કે લશ્કરી લોકે કપાળે ટીલું કરવું નહીં, બધાએ દાઢી મુછ એકસરખી રાખવી તથા પાઘડીનો ઘાટ એકસરખો રાખવો; તેથી ઈ. સ. ૧૮૦૬ માં વેલોરમાં બંડ ઉઠયું. આમાં ટીપુના કુંવરોની શીખવણી હતી. એ બંડ તરતજ સમાવ્યું. એની રાજનીતીથી હિંદની પ્રજા ઘણી નાખુશથઈ. એ ઇ. સ. ૧૮૦૭ માં સ્વદેશ ગયો.

લોર્ડ મિન્ટો. ઇ. સ. ૧૮૦૭—૧૮૧૩—૬ એણે ફ્રેંચના મોરીસ, બુર્બોન તથા જાવા બેટ મેળવ્યા. રૂશીયન સરકારની બીકથી સરહદના રાજાપર એલચી મોકલ્યા એના વખતમાં કંપનીને ફકત ચીનના વેપારની છુટ આપી, અ

ને હિંદના વેપારની છુટ બધા અંગ્રેજોને આપી. એ ઇ. સ. ૧૮૧૩ માં સ્વદેશગયો.

લોર્ડ મોયરો. (હેસ્ટીંગ્સ.) ઈ. સ. ૧૮૧૪—૧૮૨૩-૯ એના વખતમાં ત્રણ મોટા બનાવ બન્યા છે ૧-નેપાળ સાથે વિગ્રહ (૨) પીંઢારી વિગ્રહ ૩–છેલ્લો મરેઠી વિગ્રહ એણે આવતાંવાર નેપાલના ગુરખા લોકસામે લડાઇ કરવી પડી લાંબો વખત સુધી અંગ્રેજસામે બાથ ભીડયાપછી એ લોકને અંગ્રેજીરાજની તાબેદારી કરવીપડી. એના વખતમાં પુનાના છેલ્લા પેશવા બાજીરાવ બીજા તથા નાગપુરના રાજા આપાસાહેબને આખરે શરણેથવાની જરૂરપડી. પીંઢારા તથા બીજા લુટારા જેઓ લુટફાટ ચલાવતા હતા, તેમને હરાવ્યા. એ ૧૮૨૩ માં સ્વદેશ ગયો.

લોર્ડ આમ્હર્સ્ટ ઈ. સ. ૧૮૨૩—૧૮૨૮—૫ એના વખતમાં બ્રહમી લોક સાથે લડાઈ થઈ, તેમાં આખરે તેમને સલાહકરવાની જરૂર પડી. ભરતપુરનો કિલ્લો જે અજીત્ય ગણાતો હતો, તે એના વખતમાં અંગ્રેજસરકારને તાબેથગો. ઇ. સ. ૧૮૨૫ માં દેશીપલટણે બંડકર્યું, પણ જલદીથી સમીગયું એ ઇ. સ. ૧૮૨૮ માં સ્વદેશ ગયો.

લોર્ડ વીલ્યીમ બેન્ટીક ઇ. સ. ૧૮૨૮—૧૮૩૫-૭ એ ઉદાર, પ્રમાણીક ને લોકોનું ભલુકરવામાં ખંતી હતો. એણે બ્રહમી લડાઇનો ખરચ અફીણપર કરનાંખીને પુરોપાડયો. એણે ઇ. સ. ૧૮૩૪ માં કુર્ગ કંપનીના રાજસાથે જોડી દીધું અને એવો ઠરાવ કર્યો કે જ્યારે લશ્કરી સિપાઇ કંપનીના સીમાડાથી દુરજાય, ત્યારે તેમને બેવડુ ભથ્થુ આપવું એણે ફાંસીયાલોકને વશકર્યા, ને ઠગલોકને હરાવ્યા. એણે અંગ્રેજી વિદ્યા ફેલાવી, વરાળ યંત્રો ચાલુકર્યાં યુરોપમાં જવાનો ટુંકો રસ્તો કાઢયો. એણે સતીથવાનો ચાલ ૧૮૩૦ માં કા

ઢીનાંખ્યો એણે સદરઅમીનો નીમી અરજકરવાની એક અ દાલત સ્થાપી. એ પ્રમાણે અનેક સુધારાકરી. એ ૧૮૩૫ માં સ્વદેશગયો.

લોર્ડ ઓકલાંડ ઈ. સ. ૧૮૩૬—૧૮૪૨—૬ ઇ. સ. ૧૮૩૭ માં અયોધ્યાનો નવાબ મરીગયો, તેની જગાએ આ કલાન્ડે મરનારના કાકાને નવાબ ઠેરવ્યો. સતારાના રાજા પ્ર તાપસીંહે ફિતુર કર્યું, તે જગાએ શાહાજીને ગાદીઆપી. ઇ. સ. ૧૮૩૮ માં અફગાનલોકસાથે લડાઇ થઇ, તેમાં આખ રે અંગ્રેજો ફતેહમંદ થયા. ઇ. સ. ૧૮૪૦ માં ચીનસાથની પહેલીલડાઇમાં ફતેહમલી, અને ચીનતાબાના કેટલાક બેટો મળ્યા, ને ચીનના ચાર બંદરોમાં વેપારકરવાની મંજુરીલી ધી. એ ઇ. સ. ૧૮૪૨ માં સ્વદેશ ગયો.

લોર્ડ એલનબરો ઈ. સ. ૧૮૪૨—૧૮૪૪—૨ અફ ગાનોએ અંગ્રેજસાથે દગો રમી કેટલાકને કેદકર્યા, તેનું વેર લેવાને તથા કેદીઓને છોડવવાનું નકકી કરી એણે લશ્કરને રવાને કર્યું આખરે શાહાસુજા મરાયાથી અંગ્રેજો ફતેહમંદ થઇ પાછા ફર્યો. વળી સીંધ સાથે લડાઇથઇ તેમાં આખરે ૧૮૪૩ માં સીંધમાં કમીશનર નીમી કંપનીના રાજસાથે જો ડીદીધું. ઇ. સ. ૧૮૪૪ માં કોર્ટ ઓફ ડાયરેકટર્સે એને બોલાવી દઇ લોર્ડ હાર્ડીંગને મોકલ્યો.

લોર્ડ હાર્ડીંગ ઇ. સ. ૧૮૪૪—૧૮૪૮—૪ એ એક શુ રો લડાયક તેમજ ડહાપણવાલો ને ઉદાર રાજદ્વારી માણસ હતો. એ યુરોપની વોટરલુની લડાઇ વખતે હાજર હતો. એ ણે શીખલોકો સામે સરહ્યુ ઘોફ્રને મોકલ્યો. મુદકી, ફીરોજ શાહ, અલીવાલ આગળ શીખલોકોને હરાવ્યા. એ વેપારને ઉત્તેજન આપતો. એણે પુલ, નહેરો, તથા રસ્તા બાંધવા સારૂ એક મદ્રેસા સ્થાપી હતી.

લોર્ડ ડેલહાઉસી ઈ.સ. ૧૮૪૮—૧૮૫૬-૮ એના વ ખતમાં ચાર મોટા બનાવ બન્યા ૧-બીજો શીખ વિગ્રહ ૨-બીજો બ્રહમી વિગ્રહ ૩- નાગપુર વગેરે રાજ્યોનું ખાલસા થવુ -૪- રેલવે વગેરે સુધારાનાં કામ. મુલતાનના સુબા લાલા મુલરાજે તોફાનમચાવ્યું, તેથી અંગ્રેજે શીખલોકોને રામનગર, ચીલીઅનવાલા ને ગુજરાતની લડાઇમાં ૧૮૪૯ માં હરાવ્યા. ઈ.સ. ૧૮૫૧ માં પંજાબ પ્રાંત જોડીદીધો ઇ. સ. ૧૮૫૨ માં બ્રહમીરાજાએ સલાહનુ કહેણુ મોકલ્યું, ને રંગુન તથા બીજા જીતેલા.પ્રાંતો અંગ્રેજીરાજ સાથે જોડી દીધાં. ઇ.સ. ૧૮૫૩માં નાગપુર જોડીદીધું અયોધ્યાના નવાબને પણ એક ચોકકસ રકમ આપવાનું કહીને રાજપણ જોડીદીધું. એનાવખતમાંપહેલવહેલી રેલવે બંધાઇ, તાર નંખાયા, નહેરો ખોદાવી વગેરે સુધારા કરયા. એ ઇ.સ. ૧૮૫૬ માં સ્વદેશ ગયો, જ્યાં તે ઈ. સ. ૧૮૬૦ માં ૪૮ વરસની ઉમરે મરીગયો.

લોર્ડ કેનીગ ઇ.સ. ૧૮૫૬—૧૮૬૧-૫ એના વખતમાં ઈ. સ. ૧૮૫૭ નો બલવો એ મુખ્ય બનાવછે. બલવાનું કારણ—હિંદુ તથા મુસલમાનને ખ્રિસ્તીકરવાની ગપો ચાલી તે એવીરીતેકે બંદુકમાં નાંખવાની કારતુસો, જે દાંતવડે ખોલવી પડેછે, તેને ગાય તથા સુવરની ચરબી ચોપડેલીછે. તેથી ચોતરફ બંડ ઉઠયું. કાનપોરમાં નાનાસાહેબના હાથનીચે એક મોટુ બંડ ઉઠયું જેમાં ૪૫૦ અગ્રેજોને નદીમાં મરાવ્યા તથા ૧૨૫ માણુસને કેદકર્યા લખનોરમાં બેગમના હાથનીચે બંડ ઉઠયું. દિલ્લીમાં મીરતનાબંડ ખોરોએ બંડ ઉઠાવ્યું. અયોધ્યા તથા મધ્ય હીંદમાં પણ બંડ ઉઠયા. મધ્ય હીંદમાં ઝાંસીની રાણી તથા નાનાસાહેબનો ભત્રિજો

તાત્યા ટોપી મુખ્યહતા. આખરે હેવલોક તથા ઓટ્રામે આવી શાંતીકરી. તાતીઆટોપીને ઇ. સ. ૧૮૫૯માં ફાંસીદીધી એવીરીતે બધું શાન્ત કર્યું. બલવાખોરોનો મુખ્ય આગેવાન નાનાસાહેબ નેપાલ તરફ નાઠો. બંડ સમ્યાપછી પાર્લમેન્ટે કંપની પાસેથી રાજ છીનવીલઈ રાણી વિકટોરીઆને સોંપ્યું. ગવર્નર જનૅલને વાઈસરૉયનો ઈલ્કાબમળ્યો, બલવો સમ્યા પછી મહારાણીએ દત્તકપુત્ર લેવાના, ધર્મ કે જાતિભેદ પર આધાર નરાખી મોટી નોકરી આપવાના, એવા કેટલાક લાભકારી ઠરાવ કર્યા. એના વખતમાં ઈરાન સાથે વિગ્રહ તથા બીજો ચિન વિગ્રહ થયો હતો. એ ઇ.સ. ૧૮૬૨ ના મારચ મહિનામાં સ્વદેશ ગયો. "

લોર્ડ એલ્જીન ઇ. સ. ૧૮૬૨—૧૮૬૩—૧ એણે કાયદા બાંધવાને ત્રણ દેશી ગ્રુહસ્થ તથા ત્રણ અગ્રેજ વેપારીઓની કૌંશીલ ઠરાવી. વાવ્ય તરફ વાહાલીલોકે તોફાન મચાવ્યું તેસમાવ્યું. અમેરિકાનું રૂ, ઈંગ્લાંડ નહિજવાથી હિંદુસ્તાનના રૂની કીંમત વધી, ને સટ્ટા ચાલ્યા. એ ઈ.સ. ૧૮૬૩ના નવેંબરમાં શીમલા આગળ મરીગયો.

લોર્ડ લૉરેન્સ ઇ.સ. ૧૮૬૩—૧૮૬૮—૫ એના વખતમાં ભુતાનપર ચડાઈ, તથા ઓઢીઆમાં દુકાળ એ મુખ્ય બનાવ હતા. આસામની તલેટીએ આવેલા કેટલાક પરગણાને માટે સરકાર કેટલાક નાણા આપતી, પણતે રાજીનહોતો. તેથી લડાઈ થઇ, આખરે પ્રચીસ હજાર રૂપીઆ આપવાકરી સલાહકરી ઈ. સ. ૧૮૬૪. ઈ. સ. ૧૮૬૬માં ઓઢીઆ પ્રાંતમાં દુકાળ પડીગો. કાઠીઆવાડમાં વાઘેરલોકે બંડ કર્યું તે સમાવ્યું. એ ઇ.સ. ૧૮૬૮ માં સ્વદેશગયો, જ્યાં તે ઈ.સ. ૧૮૭૯ માં મરણ પામ્યો.

લોર્ડ મેયો. ઈ. સ. ૧૮૬૯—૧૮૭૨-૩ એના વખત માં ડયુકઓફ એડીનબરો, હિંદમાં આવ્યો તેને રાજારજવાડાએ ઘણું માન આપ્યું. એના વખતમાં મીઠાની જકાતમાં સુધારો થયો. દેશની ઉપજમાં વધારો થયો. રેલવે, સડક, નહેરો બંધાવ્યા એ આંડમાન બેટમાં કેદીની તપાસમાટે ગયો, ત્યાં એક દુષ્ટ અફગાન કેદીએ ૧૮૭૨ની ફેબરઆરી માં મારીનાંખ્યો.

લોર્ડ નોર્થબ્રુક ઇ.સ. ૧૮૭૨—૧૮૭૬—૪ એણે પ્રથમ બંગાલામાંનો દુકાળ મટાડયો. વડોદરાના મલ્હારરાવ ગાયકવાડનાપર વડોદરાના રેસીડન્ટ કર્નલફેરને ઝેરદેવાના તહોમત બાબત કેસ ચલાવ્યો. એ.સાબીત થવાથી ઇ.સ. ૧૮૭૫ માં એને મદ્રાસ લઇ જઇ કેદ કર્યો. ઇ. સ. ૧૮૭૫ માં પ્રીન્સ ઓફ વેલ્સ હિંદુસ્તાનમાં આવ્યો. નોર્થબ્રુક ઇ. સ. ૧૮૭૬ માં સ્વદેશ ગયો

લોર્ટલીટન ઇ.સ.૧૮૭૬-૧૮૮૦-૪ઈ.સ.૧૮૭૭ ના જાનેવારી માસમાં દિલ્લીમાં મોટું દરબાર ભરાયું, અને મહારાણીએ 'કૈસરે હિંદ' પદ ધારણકર્યું ઈ..સ. ૧૮૭૭ માં મદ્રાસમાં દુકાળ પડયો તેમાં ૫૨ાા લાખ આદમી મુઆ, ને ૧૧ કરોડ રૂપીઆનુ ખરચ સરકારને થયું; એ પુરીપાડવાને સરકારે ધંધા રોજગારપર વેરો (લાઈસેન્સ ટૅકસ) નાંખ્યો મીઠાની જકાત વધારી; વિલાયતી સુતરાઉ કાપડની જકાત કાઢીનાંખી, દેશી છાપાપર સખ્તાઇ કરી. અફગાન લોકસાથે લોર્ડમેયોએ સલાહ કરી હતી, તેછતાં શેરઅલ્લી રૂશીયન લોકને મદદકરતો જણાયો, તેથી લડાઈથઇ. તેમાં આખરે એલોકને શાંતપાડીને એ સ્વદેશ ગયો.

લોર્ડ રીપન ઇ. સ. ૧૮૮૦—૧૮૮૪—૪ રીપનસાહે

એ હિંદુસ્તાનમાં જેટલું માન મેળવ્યું તેવુંકોઇ પણ સુબાએ મે ળવ્યું નથી; ૧૮૮૩માં સ્થાનીક સ્વરાજ્યનો ઢઢેરો પીટાવ્યો, દેશી જજપણ યુરોપીઅન લોકનો ઇનસાફ કરીશકે; દેશીને મોટી નોકરી આપવી;ખેડુતપર થતા જુલમ અટકાવ્યા; કેળ વણીખાતામાં સુધારોકર્યો; દેશીકારીગીરીને ઉત્તેજન આપ્યું; એવીરીતે ઘણા દેશહિતકારી કામકર્યા. ડયુક આફ કાનોટ હિં દમાં પધારી મીરતની ફોજનું ઉપરીપણું લીધું એ ઈ.સ. ૧૮ ૮૪ માં સ્વદેશ ગયો.

લોર્ડ ડફ્રીન. ઇ.સ. ૧૮૮૪—૧૮૮૮—૪ રૂશીઅન ધા સ્તીને લીધે રાવલપીંડીમાં દરબારભરી અફગાન અમીરને મા નઆપી બારલાખ રૂપીઆનું ૧૮૮૫ માં સાલીઆણું બાંધી આપ્યું. એનાવખતમાં ત્રીજી બ્રહમી લડાઈથઈ ઈ. સ. ૧૮૮૬ માં ગ્વાલીઅરનો કિલ્લો સીંધીઆને પાછો આપ્યો બ્રહ્મી લ ડાઈમાં ખરચ થવાથી ઇન્કમ ટેક્ષ નાંખ્યો. મહારાણી વિકટો રીઆને રાજકરતાં પચાસ વરસ થવાથી જુબીલી ઉત્સવ ઉજવાયો. એના વખતમાં સીકીમપર ચડાઇ થઇ.

લોર્ડ લેન્ડસ ડાઉન ઇ.સ. ૧૮૮૮ હાલમાં છે—ચીતા ગોંગની સરહદપર વસતા લુશાઇલોક બ્રીટીશ રૈયતને દુઃખ દેતા હતા, તેથીતેમને ઈ. સ. ૧૮૮૯ માં નરમપાડયા.

---

## વંશાવલી.

### ગીજનીવંશ—ઈ. સ. ૯૬૨—૧૧૮૬—૨૨૪

૧ અલ્પતગીન ૯૬૨—૯૭૭—૧૫.

૨ સબકતગીન. ૯૭૭—૯૯૭—૨૦.

૩ સુલતાન મહમદ ૯૯૭—૧૦૩૦—૩૩

૪ મસાઉદ (૧) ૧૦૩૦—૧૦૪૦-૧૦
૫ મોહુદ. ૧૦૪૦—૧૦૪૯-૯
૬ અબ્દુલ હુસેન. ૧૦૪૯—૧૦૫૧—૨
૭ અબ્દુલ રસીદ ૧૦૫૧—૧૦૫૧—૪૦ દી.
૮ ફરૂકજાદ. ૧૦૫૧—૧૦૫૮—૭
૯ ઇબ્રાહીમ ૧૦૫૮—૧૦૮૯—૩૧
૧૦ મસાઉદ (૨) ૧૦૮૯—૧૧૧૪—૨૫
૧૧ અરસલાંડ ૧૧૧૪—૧૧૧૮—૪
૧૨ બહેરામ ૧૧૧૮—૧૧૫૨—૩૪
૧૩ ખુશરૂ ૧૧૫૨—૧૧૫૯—૭
૧૪ ખુશરૂ મલેક ૧૧૫૯-૧૧૮૬—૨૭

## ઘોરીવંશ ઇ. સ. ૧૧૮૬—૧૨૦૬-૨૦

૧ ગ્યાસુદીન ૧૧૫૭—૧૨૦૨—૪૫
૨ શહાબુદીન ૧૨૦૨—૧૨૦૬—૪
૩ મહમદઘોરી ૧૨૦૬—૧૨૧૨—૬

## ગુલામવંશ ઇ. સ. ૧૨૦૬—૧૨૯૦-૮૪

૧ કુતબુદીન ૧૨૦૬—૧૨૧૦-૪
૨ આરામ ૧૨૧૦-૧૨૧૧—૧
૩ અલ્તમશ ૧૨૧૧—૧૨૩૬-૨૫
૪ રૂકનુદીન ૧૨૩૬—૧૨૩૬—૭ માસ
૫ રજીઆબેગમ ૧૨૩૬—૧૨૩૯-૩
૬ બહેરામ ૧૨૩૯—૧૨૪૧—૨
૭ મસુદ ૧૨૪૧—૧૨૪૬—૫
નાશરૂદીન ૧૨૪૬—૧૨૬૫—૧૯

૯ ગ્યાસુદીન ૧૨૬૫—૧૨૮૭-૨૨
૧૦ કૈકુબાદ ૧૨૮૭—૧૨૯૦-૩

## ખીલજીવંશ ૧૨૯૦-૧૩૨૦-૩૦

૧ જલાલુદીન ૧૨૯૦—૧૨૯૫--૫
૨ અલાઉદીન ૧૨૯૫—૧૩૧૫--૨૦
૩ ઉમર ૧૩૧૫—૧૩૧૬-૧
૪ મુબારક ૧૩૧૬—૧૩૨૦—૪
૫ ખુશરૂખાન ૧૩૨૦—૧૩૨૦--૦

## તઘલખવંશ ઇ. સ. ૧૩૨૦—૧૪૧૪-૯૪

૧ ગ્યાસુદીન ૧૩૨૦—૧૩૨૫—૫
૨ મહમદતઘલખ ૧૩૨૫---૧૩૫૧----૨૬
૩ ફીરોજશાહ ૧૩૫૧---૧૩૮૮----૩૭
૪ ગ્યાસુદીન (૨) ૧૩૮૮--૧૩૮૯----૧
૫ અબુલકર ૧૩૮૯--૧૩૮૯·---૧॥ માસ.
૬ નાશરૂદીન ૧૩૮૯---૧૩૯૨—૩
૭ મહમદ(૨) ૧૩૯૨---૧૪૧૨----૨૦
૮ દોલતખાં લોદી ૧૪૧૨—૧૪૧૪—૨

## સૌયદવંશ ઇ. સ. ૧૪૧૪—૧૪૫૦—૩૬

૧ સૈયદ ખીજરખાં ૧૪૧૪—૧૪૨૧----૭
૨ સૈયદ મુબારક ૧૪૨૧---૧૪૩૩—૧૨
૩ સૈયદ મહમદ ૧૪૩૩—૧૪૪૩---૧૦
૪ સૈયદ અલાઉદીન ૧૪૪૩—૧૪૫૦--૭

## લોદીવંશ. ઇ. સ. ૧૪૫૦—૧૫૨૬—૭૬

| | | |
|---|---|---|
| ૧ | બહીલોલખાં લોદી | ૧૪૫૦—૧૪૮૮—૩૮ |
| ૨ | સીકંદર લોદી | ૧૪૮૮—૧૫૧૭—૨૯ |
| ૩ | ઇબ્રાહીમ | ૧૫૧૭—૧૫૨૬—૯ |

## મોગલવંશ ઇ. સ. ૧૫૨૬-૧૮૫૭-૩૩૧

| | | |
|---|---|---|
| ૧ | બાબર | ૧૫૨૬—૧૫૩૦—૪ |
| ૨ | હુમાયુ | ૧૫૩૦—૧૫૫૬—૨૬ |
| ૩ | અકબર | ૧૫૫૬—૧૬૦૫—૪૯ |
| ૪ | જહાંગીર | ૧૬૦૫—૧૬૨૭—૨૨ |
| ૫ | શાહાજહાં | ૧૬૨૭—૧૬૫૮—૩૧ |
| ૬ | ઐારંગજેબ | ૧૬૫૮—૧૭૦૭—૪૯ |
| ૭ | બહાદુરશાહ | ૧૭૦૭—૧૭૧૨—૫ |
| ૮ | જહાંદારશાહ | ૧૭૧૨—૧૭૧૩—૧ |
| ૯ | ફરૂકશીયર | ૧૭૧૩—૧૭૧૯—૬ |
| ૧૦ | મહમદશાહ | ૧૭૧૯—૧૭૪૮—૨૯ |
| ૧૧ | અહમદશાહ | ૧૭૪૮—૧૭૫૪—૬ |
| ૧૨ | આલમગીર | ૧૭૫૪—૧૭૫૯—૫ |
| ૧૩ | શાહઆલમ | ૧૭૫૯—૧૮૦૬—૪૭ |
| ૧૪ | અકબર (૨) | ૧૮૦૬—૧૮૩૭—૩૧ |
| ૧૫ | મહમદ બહાદુર | ૧૮૩૭—૧૮૫૭—૨૦ |

## શુરવંશ ઇ. સ. ૧૫૪૦—૧૫૫૬—૧૬

| | | |
|---|---|---|
| ૧ | શીરશાહ | ૧૫૪૦—૧૫૪૫—૫ |
| ૨ | સલીમશાહ | ૧૫૪૫—૧૫૫૩—૮ |
| ૩ | અદીલશાહ | ૧૫૫૩—૧૫૫૬—૩ |

## મરેઠી વંશ ઈ. સ. ૧૬૬૪-૧૮૪૮-૧૮૪

| | | |
|---|---|---|
| ૧ | શીવાજી | ૧૬૬૪—૧૬૮૦—૧૬ |

| | | |
|---|---|---|
| ૨ | સંભાજી | ૧૬૮૦—૧૬૮૯--૯ |
| ૩ | રાજારામ | ૧૬૮૯—૧૭૦૦--૧૧ |
| ૪ | શીવાજી (૨) | ૧૭૦૦—૧૭૦૮--૮ |
| ૫ | શાહુ (૧) | ૧૭૦૮—૧૭૪૮--૪૦ |
| ૬ | રામરાજા | ૧૭૪૮—૧૭૭૭--૨૯ |
| ૭ | શાહુ (૨) | ૧૭૭૭—૧૮૧૮--૪૧ |
| ૮ | પ્રતાપસીંહ | ૧૮૧૮—૧૮૪૦--૨૨ |
| ૯ | શાહાજી | ૧૮૪૦—૧૮૪૮--૮ |

## પેશ્વાવંશ ઇ. સ. ૧૭૧૪-૧૮૧૮-૧૦૪

| | | |
|---|---|---|
| ૧ | બાલાજી વિશ્વનાથ | ૧૭૧૪—૧૭૨૦--૬ |
| ૨ | બાજીરાવ (૧) | ૧૭૨૦—૧૭૪૦--૨૦ |
| ૩ | બાલાજી (૨) | ૧૭૪૦—૧૭૬૧--૨૧ |
| ૪ | માધવરાવ (૧) | ૧૭૬૧—૧૭૭૨--૧૧ |
| ૫ | નારાયણરાવ | ૧૭૭૨—૧૭૭૪--૨ |
| ૬ | સવાઇ માધવરાવ | ૧૭૭૪—૧૭૯૫--૨૧ |
| ૭ | બાજીરાવ બીજો | ૧૭૯૫—૧૮૧૮--૨૩ |

## ગવર્નર જનર્લ્સ

| | | |
|---|---|---|
| ૧ | વાર્ન હેસ્ટીંગ્સ | ૧૭૭૪—૧૭૮૫—૧૧ |
| ૨ | લોર્ડ કોર્ન વોલીશ | ૧૭૮૬—૧૭૯૩--૭ |
| ૩ | સરજોન શોર | ૧૭૯૩—૧૭૯૮--૫ |
| ૪ | લોર્ડ વેલેસ્લી | ૧૭૯૮—૧૮૦૫--૭ |
| ૫ | લોર્ડકોર્નવોલીસ(૨)વાર | ૧૮૦૫--૧૮૦૫-૦ |
| ૬ | સરજયોર્જ બાર્લો | ૧૮૦૫—૧૮૦૭--૨ |
| ૭ | લોર્ડ મીન્ટો | ૧૮૦૭—૧૮૧૩--૬ |

| | | |
|---|---|---|
| ૮ | લોર્ડ હેસ્ટીંગ્સ (મોયરો) | ૧૮૧૪—૧૮૨૩--૯ |
| ૯ | લોર્ડ આમ્હર્સ્ટ | ૧૮૨૩—૧૮૨૮--૫ |
| ૧૦ | લોર્ડ વીલ્યીમ બેન્ટીંક | ૧૮૨૮—૧૮૩૫--૭ |
| ૧૧ | લોર્ડ આકલાંડ | ૧૮૩૬—૧૮૪૨—૬ |
| ૧૨ | લોર્ડ એલેન્બરો | ૧૮૪૨—૧૮૪૪--૨ |
| ૧૩ | લોર્ડ હાર્ડીંગ | ૧૮૪૪—૧૮૪૮--૪ |
| ૧૪ | લોર્ડ ડેલહાઉસી | ૧૮૪૮—૧૮૫૬---૮ |
| ૧૫ | લોર્ડ કેનીંગ | ૧૮૫૬—૧૮૬૧--૫ |
| ૧૬ | લોર્ડ એલ્ગીન | ૧૮૬૨—૧૮૬૩--૧ |
| ૧૭ | લોર્ડ લોરેન્સ | ૧૮૬૪—૧૮૬૯--૫ |
| ૧૮ | લોર્ડ મેયો | ૧૮૬૯—૧૮૭૨--૩ |
| ૧૯ | લોર્ડ નોર્થબ્રુક | ૧૮૭૨—૧૮૭૬--૪ |
| ૨૦ | લોર્ડ લીટન | ૧૮૭૬—૧૮૮૦--૪ |
| ૨૧ | લોર્ડ રીપન | ૧૮૮૦—૧૮૮૪--૪ |
| ૨૨ | લોર્ડ ડફ્રીન | ૧૮૮૪—૧૮૮૮—૪ |
| ૨૩ | લોર્ડ લેન્સડાઉન | ૧૮૮૮ હાલમાં છે. |

## પ્રકરણ ૨ જું

## યુરોપી પ્રજાનું હિંદમાં આવવું.

ઈસવીસનના પંદરમાં સૈકા આગમજ હિંદનો યુરોપ સાથનો વેપાર આરબલોકોની મારફતે ચાલતો. આરબ લોક લાલ સમુદ્રમાંથી હિંદુસ્તાનમાંથી માલ લઇ જતા, તેઓ ભુમધ્ય સમુદ્રને કાંઠેઆવેલા વેનીસ વગેરે શહેરમાં વેચતા, ત્યાંથી યુરોપમાં ફેલીતો. પણ એ માલ મોઘો પડવાથી યુરોપી પ્રજાને બારોબાર હિંદસાથે વેપાર કરવાની ઉત્કંઠા થઇ.

ઈ. સ. ૧૪૮૭ માં બાર્થોલોમ્યુડીઆજ નામનો પોર્ટુગીજ વહાણવટી પહેલવહેલો કેપ ઑફ ગુડ હોપને રસ્તે હિંદતરફ આવ્યો. પણ તોફાન નડવાથી પાછો ફર્યો. ઈ. સ. ૧૪૯૭ માં વાસ્કોડી ગામાને મોકલ્યો. તે કલીકટમાં ઉતર્યો. ત્યાંના રાજાએ પહેલાં માન આપ્યું, પણ પાછળથી બેઉને અણબનાવ થયા. ઈ. સ. ૧૫૦૦ માં કાબ્રાલને મોકલ્યો. પણ તોફાન નડવાથી એના વેહાણ ઘસડાઈ ગયા. ફરીથી તે પાછો આવી કેલીકટમાં ઉતર્યો. ત્યાંના રાજાએ તેને ભારે માન આપ્યું, પણ અણબનાવ થવાથી રાજાએ તેની કોઠીનો નાશ કર્યો, તેના બદલામાં કાબ્રાલે ઠેકાણે ઠેકાણે આગ લગાડી નાઠો. ઈ. સ. ૧૫૦૯ માં આલ્ફાન્સો આલબુકર્ક ગવર્નર થયો, તેને પોર્ટુગીઝ સત્તા વધારી. ઈ. સ. ૧૫૧૦ માં દીવ ને ગોવા જીત્યા, પછી હોરમજ બેટ લીધો. એ ઈ. સ. ૧૫૧૫ માં મરીગયો. હાલ હિંદુસ્તાનમાં તેમના થાણા દીવ, દમણ ને ગોવામાંછે.



### વલંદા.

પોર્ટુગીઝનો લાભ જોઇ વલંદા લોક ઉશ્કેરાયા. પ્રથમ હોટમેન નામે સરદારના હાથ તળે એક કાફલો આવ્યો, તેણે જાવા બેટમાં બતેવીઆમાં રાજધાની કરી. અંગ્રેજ લોક પણ ત્યાં વેપાર કરવા આવ્યા, તેથી અરસપરસ લડાઇ થતી. આખરે ઇ. સ. ૧૬૨૩ માં આમ્બોયનામાં અઢાર અંગ્રેજને મારી નાંખ્યા. એમણે ૧૬૩૫ માં ફોરમોસા ને ૧૬૪૦ માં મલાક્કા લીધું. ઈ. સ. ૧૬૫૧ માં આફ્રિકામાં સંસ્થાન સ્થાપ્યું, ને ૧૬૫૨ માં કલીકટમાં કોઠીસ્થા

પી, ને ૧૬૬૪ માં કોચીન ને કલીકટ લઈલીધાં. તેમનાં હાલ ઠેકાણાં ચિન્સુરા, નીગાપટ્ટણ, પોલીકટ, ને મલબાર કાંઠાપરના કેટલાક બંદરોમાં છે.



### ડેન્સ.

ઉપલી પ્રજાની ફતેહ જોઈને ડેન્માર્કના લોકને પણ હિંદ તરફ વેપાર કરવાનો ઉલટ થયો. તેથી એ લોકો ઇ. સ. ૧૬૧૨ માં હિંદુસ્તાનમાં આવ્યા, પણ એ ઝાઝા વખત ટકીશક્યા નહિં. એમનાં હાલ સંસ્થાનો ત્રાંકવીબાર, પોર્ટાનોવો. શ્રીરામપોર વગેરે છે. ઇ. સ. ૧૬૪૫ માં અંગ્રેજોએ એમનાં સંસ્થાનો વેચાતાં લઇલીધાં.



ઇ. સ. ૧૭૩૩ માં સ્પેનના રાજા તરફથી એક કંપની ઉભીથઈ, પણ તે ફીલીપ્યાઈનમાં વેપાર કરતી.

ઈ. સ. ૧૭૨૩ માં આસ્ત્રીયાના બાદશાહની મદદ વડે બેલજીયમના ઑસ્ટેન્ડ શહેરમાં કંપની ઉભીથઇ, પણ તેને દેવાળું કાઢયું.

ઇ. સ. ૧૭૩૧ માં સ્વીડન કંપની ઉભીથઈ.



### ફ્રેંન્ચ.

એ લોકોએ ઇ. સ. ૧૬૦૪ માં પહેલો કાફલો મોકલ્યો ઇ. સ. ૧૬૬૪ સુધીમાં હિંદુસ્તાનમાં તેઓ એકપણ થાણું

કરી શક્યા નહોતા. ઈ. સ. ૧૬૬૯માં મછલી પટ્ટણ આગળ સંસ્થાન કીધું. ઈ. સ. ૧૬૭૪ માં માર્ટીન નામના ફ્રેંચે પોંડીચરી વસાવ્યું. ઇ. સ. ૧૬૮૮માં હુગલી નદી કાંઠે ચંદ્રનગર વસાવ્યું, જે કલાઇવ તથા વૉટસને પ્લાસીની લડાઈ વખતે તાબે કરી લીધું. એમનાં હાલ સંસ્થાન પાંડીચરી, મહી ને ચંદ્રનગર છે.

---

## અંગ્રેજ.

ઇ. સ. ૧૬૦૦ માં ઈંગ્લાંડની રાણી એલીઝાબેથ પાસેથી વેપાર કરવાનો પટો મેલવી ઈસ્ટ ઈંડીઆ નામની એક કંપની ઉભીથઇ. એલીઝાબેથે અકબરની દરબારમાં એક એલચીને મોકલ્યો હતો, ને તેમને મદદ આપવા જણાવ્યું હતું. ઇ. સ. ૧૬૨૩ માં આમ્બોઇનાના ટાપુમાં વલંદા લોકોએ ૧૮ અંગ્રેજોને મારીનાંખ્યા. ઇ. સ. ૧૬૦૭ માં કપ્તાન હોકીન્સને પહેલા જેમ્સે મોકલ્યો. ઈ. સ. ૧૬૧૨ માં સુરત, અમદાવાદ ને ખંભાતમાં કોઠીઓ સ્થાપી. એક બીજી કંપની હિંદમાં વેપાર કરવાને ઉભીથઇ. તે બંને કંપની ઇ. સ ૧૭૦૮ માં જોડાઇ ગઇ, ને તેનું નામ યુનાઇટેડ ઈસ્ટઈંડીઆ કંપની પડયું. ઈ. સ. ૧૬૩૯ માં ચંદ્રનગરના રાજાની પરવાનગી મેળવી ફોર્ટ સેન્ટ જ્યોર્જ (મદ્રાસ) નામનો કીલ્લો બાંધ્યો. ઇ. સ. ૧૬૪૦ માં હુગલી ને બાલાસોરમાં કોઠી ઘાલી. ઈ. સ. ૧૬૯૧ માં કયારોમાંડલ કિનારાપર ટગણાપટ્ટમ વેચાતુંલઇ ફોર્ટ સેન્ટ ડેવીડ કિલ્લો બાંધ્યો. ઇ. સ. ૧૬૬૨ માં પોર્ટુગાલના ચાર્લ્સ રાજાએ પોતાની છોકરી કેથેરાઇ

નની પહેરામણીમાં મુંબઇ ભેટ આપ્યો, તેથી અંગ્રેજોએ સુરતથી કોઠી ઉપાડી ૧૬૮૭ માં ત્યાં નાંખી.



## પ્રકરણ ૩ જું.

## કર્ણાટકની પહેલી લડાઈ ઇ. સ. ૧૭૪૪ ૧૭૫૪ અંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે.

ઈ. સ. ૧૭૪૪ માં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે યુરોપમાં લડાઇ સળગી, ને તેની અસર હિંદમાં થઈ. ઇ. સ. ૧૭૫૦ માં હૈદ્રાબાદનો નવાબ નીજામ-ઉલ-મુલ્ક મરીગયો, એની જગાએ નાસીરજંગ ગાદીપર બેઠો, જેના સામુ મીરજાફાંજંગે વાંધો ઉઠાવ્યો. એજ વરસમાં કર્ણાટકના નબાબ સાદતઅલ્લીના મરણથી અનવરૂદીન ગાદીએ બેઠો જેની સામુ ચંદાસાહેબે દાવો કર્યો. મીરજાફાજંગ અને ચંદાસાહેબને ફ્રેંચોએ તથા નાશીરજંગ અને અનવરૂદીનને અંગ્રેજોએ મદદ આપી. લડાઇ થઇ તેમાં ખરા વારસ મરી ગયા, ને ખોટા વારસ મીરજાફાજંગ હૈદ્રાબાદની તથા ચંદાસાહેબ કર્ણાટકની ગાદીએ બેઠા. આથી કલાઇવે મરેઠાની મદદથી ત્રિચીના પલ્લી પર હુમલો કર્યો, જ્યાં ચંદાસાહેબ શરણે આવ્યો. તંજોરના રાજાએ દગાથી એને ૧૭૫૧ માં મારીનાંખ્યો. આ પછી કલાઇવે આર્નીની ૧૭૫૧ માં લડાઈમાં ચંદાસાહેબના છોકરા રાજાસાહેબને હરાવ્યો, ને મહમદઅલ્લીને કર્ણાટકનો નવાબ ઠેરવ્યો. પછી ડુપ્લી સ્વદેશ ગયો. જ્યાં તે ગરીબી હાલતમાં ૧૭૬૪ માં મરીગયો.



## કર્ણાટકની બીજી લડાઇ ઇ. ૧૭૫૬-૧૭૬૧ અંગ્રેજ તથા ફ્રેંચ વચ્ચે.

મહમદઅલ્લીના મદુરા પરગણાની કોલેરીસ નામની એક જાતે અંગ્રેજને મહેસુલ ભરવાની ના કહી, તેથી અંગ્રેજો સામા થયા. એનો લાભ લઇ ફ્રેંચોએ ત્રીચીનોપલ્લીપર હુમલો કર્યો. આ વખતે લાલી નામે ફ્રેંચ સરદાર યુરોપથી નવું લશ્કર લઈ આવ્યો હતો. પણ કર્નલ કાલીયદે તેમને મારી કાઢયા. ઇ. સ. ૧૭૬૦ માં કર્નલકુટે ફ્રેંચોને લાલી તથા બુસીની સરદારી નીચે વોંદીવાસ આગળ હરાવ્યા. આ લડાઈમાં બુસી કેદ પકડાયો પછી લાલી ફ્રાન્સ ગયો ત્યારે તેનાપર ફ્રેંચ સંસ્થાનો ખોવાનું તહોમત મુકી ઇ. સ. ૧૭૬૬ માં પારીસમાં ફાંસી દીધો.



## બંગાલાની પહેલી લડાઈ ઇ. સ. ૧૭૫૬ ૧૭૫૭ અંગ્રેજ અને સુરાજા દૌલા વચ્ચે.

ઇ. સ. ૧૭૫૬ માં બંગાળાનો નવાબ અલીવરદીખાન મરીગયો. તેની ગાદીએ તેનો પૌત્ર સુરાજાદૌલા બેઠો. એ નિર્દય ને ઘાતકી હતો, ને અંગ્રેજની ચડતી જોઈ બળતો હતો. એવામાં એની રૈયતનો એક માણસ નાશી ને કલકત્તામાં અંગ્રેજને શરણે રહયો. તેને અંગ્રેજે પાછો આપ્યો નહિ, તેથી લડાઇ જાગી. નવાબે ગુસ્સે થઈ અંગ્રેજની કાસીમ બજારમાંની વખારો લુંટી. પછી કલકત્તામાંથી ૧૪૬ અંગ્રેજને પકડીને ૧૮ ચો. ફુટની

અંધારી કોટડીમાં પુર્યાં. જ્યાં સખત તાપને લીધે, પાણી તથા પવન વગર તેમાના બીજે દહાડે ૧૨૩ના જીવ ગયા. આ વેર લેવાને કલાઇવ અને વૉટસન મદ્રાસથી આવ્યા, ને લડાઈની તૈયારી થઈ. કલાઇવે તેના સરદાર મીરજાફરને ગાદી આપવાનું ઠરાવી તેમની પક્ષ લીધી. એવામાં અમીચંદ નામે દલાલ આવ્યો, તેણે કહ્યું કે ત્રીસ લાખ રૂપીઆ આપો તો ઠીક, નહિતો બધી વાત નવાબને કહીશ. આથી કલાઇવે ખોટો દસ્તાવેજ તેને આપ્યો. આ બધાએ મલીને ઈ. સ. ૧૭૫૭માં પ્લાસીની લડાઈમાં સુરાજાદૌલાને હરાવ્યો. આથી અંગ્રેજો બંગાલાના ધણી થયા; ને મીરજાફરને ગાદી આપી.



## બંગાળાની બીજી લડાઇ ઇ. સ. ૧૭૫૮ ૧૭૬૭ અંગ્રેજ અને શાહઆલમ તથા સુજાદૌલા વચ્ચે.

મીરજાફરને, દિલ્લીના શહેનશાહનાં છોકરા શાહઆલમને અયોધ્યાના હાકેમ સુજાદૌલાએ, નવાબ તરીકે ગણવા નાપાડી પટણાપર ઘેરો ઘાલ્યો. પણ કલાઈવે તેમને પાછા હઠાવ્યા. પણ મીરજાફર છુપીરીતે વલંદાની મદદ માગતો જણાયો, તેથી અને લશ્કરનો પગાર ચડીજવાની બુમથી લશ્કર બળવો કરવાની તૈયારીમાં હતું, તેથી મીરજાફરને ઊઠાડી મીરકાશીમને બેસાડયો. પાછું ફરીથી મીર જાફરને બેસાડયો. તેથી મીરકાસીમે પટણામાં એક જરમન સરદાર પાસે અંગ્રેજની કતલ કરાવી. અંગ્રેજે તેને બકસર તથા ઘેરીઆ આગળ ૧૭૬૩ માં હરાવ્યો. પછી કલા

ધન કેટલોક સુધારો કરી સ્વદેશ ગયો.



## મૈસુરનો પહેલો વિગ્રહ. ઈ. સ. ૧૭૬૭ ૧૭૬૯-૨ અંગ્રેજ અને હૈદર વચ્ચે

હૈદરઅલ્લીએ મૈસુરના હિંદુ રાજાને ઉઠાડીમુકી પોતે બેઠો. પછી બેદનુર તથા નંદીદુર્ગના કિલ્લા લઇ લીધાં. તેથી લડાઈ સરૂ થઇ. અંગ્રેજોએ નીજામ તથા મરેઠા સાથે મલીને હૈદરને ચંગામ અને ત્રીનોમાલી આગળ ૧૭૬૭ માં હરાવ્યો. પછી ઈ. સ. ૧૭૬૯ માં મદ્રાસ આગળ સલાહ થઈ, કે એક બીજાનો મુલક પાછો આપવો, તથા સંકટ વખતે મદદ કરવી.



## મૈસુરનો બીજો વિગ્રહ. ઇ. સ. ૧૭૮૦ ૧૭૮૪-૮ અંગ્રેજ તથા હૈદરને ટીપુ વચ્ચે.

મદ્રાસની સલાહ પ્રમાણે હૈદરે મરેઠાની સામા થવાને અંગ્રેજની મદદ માગી, પણ તે લોકોએ આપી નહિ તથા માહીની થડમાં તેનો કેટલોક મુલક દબાવ્યો. તેથી લડાઈ શરૂ થઇ. પ્રથમ ઈ. સ. ૧૭૮૦ માં કર્નલબેલી પોલીલોરની પહેલી લડાઇમાં હાર્યો. પણ સર આયરકુટે પોર્ટોનોવો, પોલીલોરની બીજી, અને સોલીંગઢની લડાઈમાં ઇ. સ. ૧૭૮૧ માં હૈદરને હરાવ્યો. ઇ. સ. ૧૭૮૨ માં

હૈદર મરીગયો. આ વખતે એનો છોકરો ટીપુ મલબાર કિનારાપર હતો, તે આવી પહોંચ્યો ને લડાઈ જારી રાખી. આખરે ૧૭૮૪ માં માંગલોરના તહનામાથી અંત આવ્યો; તેથી એવું ઠર્યું કે પરસ્પર લીધેલો મુલક પાછો આપવો.



## મૈસુરનો ત્રીજો વિગ્રહ. ઇ. સ. ૧૭૯૦ ૧૭૯૨-૨ અંગ્રેજ તથા ટીપુ વચ્ચે.

ટીપુએ કેનેરા, કુર્ગ તથા કોચીનના લોકોને ઇસલામી ધર્મ પાલવાની ફરજ પાડી, તેના જુલમથી કંટાલી કેટલાકે ત્રાવણકોરના રાજાની મદદ માગી. એનાપર ટીપુએ હલ્લો કીધો. એ અંગ્રેજનો મિત્ર હતો, તેથી લડાઇ થઇ ઇ. સ. ૧૭૯૧ માં લોર્ડ કોર્નવોલીશે ટીપુને શીમોગા, ને એરીકેરા આગળ હરાવ્યો. ને બેંગલોર ને નંદી દુર્ગના કિલ્લા લીધા. ઇ. સ. ૧૭૯૨ માં ટીપુની શ્રીરંગાપટ્ટણ આગળ હાર થવાથી ત્યાં તહનામું થયું કે ટીપુએ પોતાનું અર્ધું રાજ અંગ્રેજને આપવું. ને લડાઇના ખરચ બદલ ચોકસ નાણાની રકમ આપવી. જયાંસુધી આ સરત પુરી પડે ત્યાં સુધી ટીપુના બે છોકરા અંગ્રેજને ત્યાં રહે.



## મૈસુરનો ચોથો વિગ્રહ. ઇ. સ. ૧૭૯૮ ૧૭૯૯-૧ અંગ્રેજ તથા ટીપુ વચ્ચે

ટીપુ ફ્રેંચ તથા અફગાનો સાથે કાગળ લખી, અંગ્રેજ સામે થવાની તૈયારી કરતો હતો, તેથી લડાઈ થઈ.

ઇ. સ. ૧૭૯૧માં માલવેની આગળ હેરીસે, સીંગેશ્વર આગળ સ્ટુઅર્ટે, ને શ્રીરંગાપટ્ટણ આગળ હરાવ્યો. આ છેલ્લી લડાઇમાં ટીપુ રણમાં પડયો. તેથી લડાઇનો અંત આવ્યો. પછી મૈસુરના રાજના ત્રણ ભાગ કરી એક ભાગ અસલના હિંદુ રાજાના વંશજોને આપ્યું. બીજો ભાગ પોતે લીધો, ને ત્રીજો મરેઠા તથા નીઝામ મદદે આવ્યા હતા તેને આપ્યો.



## મરેઠાની પહેલી લડાઇ ઇ. સ. ૧૭૭૪ ૧૭૮૨--૮ અંગ્રેજ અને મરેઠા વચ્ચે

રાઘોબાએ નારાયણરાવને મારીનાંખી ગાદી લીધી, પણ મરેઠા સરદારોએ રાઘોબાને ઉઠાડી સવાઇ માધવરાવને બેસાડયો. તેથી રાઘોબાએ ઇ. સ. ૧૭૭૫માં સુરત આગળ તહનામુ કર્યું, તેમાં એવું હતું કે સાલસેટ તથા બીજા બેટ અંગ્રેજને આપવા, તેના બદલામાં અંગ્રેજ થોડું લસ્કર આપે. એ તહનામુ કલકત્તાના ગવર્નર જનૅલને ગમ્યું નહિં, તેથી ૧૭૭૬ માં પુરંધર આગળ તહનામુ કર્યુ કે રાઘોબાને મદદ કરવી નહિ. પણ મરેઠી લસ્કરે તેમની પાછળ પડીને તેમને વાડગામ આગળ ૧૭૭૯ માં હરાવી ને સલાહ કરવાની ફરજ પાડી તેમાં એવું હતું કે સાલસેટ બેટ પાછો આપવો. ને મરેઠા અંગ્રેજને હેરાન કરે નહિ. પણ કલકત્તાની સરકારે એક લસ્કર મોકલીયું તેણે ડભોઇ ને અમદાવાદ લીધાં. આખરે ૧૭૮૨ માં સાલબાઇનુ તહનામું થયું તેમાં એવું ઠર્યું કે પુરંધરનું તહનામું કબુલ રાખવું ને રાઘોબાને ચોકકસ રકમ આપવી.

## મરેઠી બીજો વિગ્રહ. ઇ. સ. ૧૮૦૨ ૧૮૦૩-૧ અંગ્રેજ અને બાજીરાવ બીજા તથા સીંધીઆ વચ્ચે.

પેશ્વાનો સઘળો હક સીંધીઆએ લઇલીધેલો જોઇને બાજીરાવ બીજાએ અંગ્રેજ સાથે ૧૮૦૨ માં વસાઈ આગળ તહનામું કર્યું તેમાં એવું હતું કે અંગ્રેજ જે લસ્કર પુનામાં રાખે તેનો ખરચ પેશ્વા આપે પરદેશી યુરોપીઅનને (પોતા સીવાય) રાખવા નહિ; મુંબઇ તથા પાસેના બેટપરથી હક છોડવો. આથી સીંધીઆએ ગુસ્સે થઇ લડાઇ કરી તેમાં લોર્ડ વેલેસ્લીએ વસાઇ તથા આરગામ આગળ, અને લોર્ડલેકે દિલ્લી, આગ્રા તથા લાસ્વારી આગળ ૧૮૦૩ માં સીંધીઆના લસ્કરને હરાવ્યું. તેથી ૧૮૦૩ માં સીરજી અંજેગામ આગળ સલાહ થઈ, તેમાં એવું ઠર્યું કે સિંધીઆએ જમના ને ગંગાનદી વચ્ચેનો ભાગ; જયપુર, જોધપુર ને ગોહદની ઉત્તરનો ભાગ; અહમદનર તથા ભરૂચ અગ્રેજને આપવા; નીજામ, પેશ્વા, ગાયકવાડ વગેરે અગ્રેજના સ્નેહી રાજા જોડે વિરોધ રાખવો નહિં; પેશ્વા તથા સીંધીઆ વચ્ચે કોઇ પણ રીતનો વાંધો ઉઠે તે અંગ્રેજની સહાયતાથી પતાવવો.

## મરેઠી ત્રીજો વિગ્રહ ઈ. સ. ૧૮૦૪—૧૮૦૫-૧ અંગ્રેજ તથા યસવંતરાવ હોલ્કર વચ્ચે.

સીંધીઆસાથે લડવાથી અંગ્રેજનું જોર નરમપડયુ છે એવું જાણી યશવંતરાવ હોલ્કર અંગ્રેજની સામોથયો ને લડાઇથઇ. પણ લોર્ડલેકે હોલ્કરને ૧૮૦૪ માં દીગ ને ફરૂકાબાદ આગળ હરાવ્યો. અને ભરતપોરના રાજાએ એને મદદ આપીહતી તેથી લેકે ભરતપોરને ઘેરોઘાલ્યો, તેને વીશ

લાખ રૂપીઆ તથા અંગ્રેજની જે જે જગા લીધી હોય તે પાછી આપવી એ સરતપર તાબે થયો. પછી ૧૮૦૫ દેવગામ આગળ સલાહથઇ જેમાં ચંબલનદીનો ઉત્તર ભાગ હોલ્કરને મળ્યો, ને તેની જીતેલી જગા પાછી આપવાંમાં આવી.

## મરેઠી ચોથો વિગ્રહ. ઇ. સ. ૧૮૧૭-૧૮૧૮
## અંગ્રેજ અને બાજીરાવ બીજા વચ્ચે.

વસાઈની સલાહ થવાપછી તે અંગ્રેજસાથે કાવતરાં કરતોહતો, તેથી તથ. એણે પુનાના રેસીડેન્ટપર હલ્લો કીધો તેથી લડાઇ થઇ. તેમાં ૧૮૧૭ માં ખડકી, કોરેગામ ને આસ્ટી આગળ અંગ્રેજે મરેઠાને હરાવ્યા. છેવટે ૮ લાખ રૂપીઆનું પેન્સન બાંધી આપી રાજ ખાલસા કર્યું

## નેપાલશાથે વિગ્રહ ઇ. સ. ૧૮૧૩—૧૮૧૬-૩
## અંગ્રેજ અને ગુરખાલોક.

ગુરખા લોકે સરહદપરનો કેટલોક મુલક દબાવી અંગ્રેજ સૈન્યને હરકત કરી, તેથી લડાઈથઈ. તેથી ઓકટરલોનીએ ૧૮૧૫ માં મલુનઆગળ, ૧૮૧૬ માં મકવાનપુર આગળ, ને હરિહરપુર આગળ ગુરખા લોકને હરાવ્યા. છેવટે ૧૮૧૬ માં "સેગાઉલી" ગામમાં સલાહ કરી તેમાં એવું ઠર્યું કે સરહદપરનો પ્રદેશ અંગ્રેજને આપવો; કાલીનદીની પશ્ચિમના પ્રાંત જેનાહોય તેને સોંપવા; ને ખટમંડુના દરબારમાં રેસીડેન્ટ રાખવો.

## પીંઢારી વિગ્રહ. ઇ. સ. ૧૮૧૬—૧૮૧૭-૧
## અંગ્રેજ તથા પીંઢારા

પીંઢારા એકજાતના લુટારા હતા, તેમના ત્રણ સરદાર હતા. અમીરખાન, કરીમખાન ને ચીતુ. તેમનું રહેઠાણ

મધ્યહિંદમાં હતુ. હેસ્ટીંગ્સે તેમને માટે જુદે જુદે ઠેકાણે સવાલાખ માણસનું લશ્કર રાખ્યું. આખરે શરણે આવ્યા અમીરખાનને જાગીર આપી; કરીમખાન ગોરખપુર ગયો; ને ચીતુના વાઘે પ્રાણલીધા.

**ભરતપુરની ચડાઇ. ઇ. સ. ૧૮૨૫--૧૮૨૭-૨**

ત્યાંનો રાજા ૧૮૨૫ માં મુઓ. તેનાપછી તેનો પુત્ર બળવતસીંહ બેઠો. તેને ઉઠાડી તેનો પિત્રાઇભાઇ દુર્જનસાલ બેઠો. અંગરેજે ખરાવારસનો પક્ષલઇ ભરતપુરને ઘેરો ઘાલ્યો, ને સુરંગ ફોડી તે ૧૮૨૭ માં લઇલીધો.

**પહેલો બ્રહ્મી વિગ્રહ. ૧૮૨૩-૧૮૨૬-૩**

એ દેશના રાજાએ અંગરેજી થાણું ઉઠાડયું; ઇંગરેજના મિત્ર કાચરના રાજાપર ચડાઈકરી તેથી લડાઈથઇ. તેમાં કેમ્બેલ સાહેબે રંગુન, પ્રોમ આગળ તેમને હરાવ્યા. આ લડાઇમાં તેમનો પ્રખ્યાત સરદાર મહાબંદુલા તથા નરકાધિપતી હારીગયા. આખરે ૧૮૨૬ માં યાન્દેબો આગળ સલાહ થઈ તેમાં એવું ઠર્યું કે લડાઈના ખરચ બદલ કેટલાક રૂપીઆ, તથા આસામ, તીનાસરીમ વગેરે અંગરેજને આપવા.

**બ્રહ્મદેશનો બીજો વિગ્રહ. ૧૮૫૧--૧૮૫૨--૧**

**અંગ્રેજ અને બ્રહ્મદેશનો રાજા.**

રંગુનના સુબાએ અંગરેજ વેપારીઓને હરકતકરી, તેથી લડાઈથઇ. ઇ. સ. ૧૮૫૨ માં જનરલ ગોડવીએ બ્રહમીઓને રંગુન તથા પેગુઆગળ હરાવ્યા; છેવટે પેગુઆગળ સલાહથઈ કે પેગુમાંના અંગરેજ કેદીને છોડી મુકવા ને પેગુપ્રાંત અંગરેજી રાજસાથે જોડી દેવો.

**ત્રીજો બ્રહ્મો વિગ્રહ ૧૮૮૫.**

બ્રહ્મી રાજાએ બ્રહ્મદેશમાં વેપાર કરનારી મુંબઇની

કંપનીને હરકત કર્યાથી, તથા ફ્રેંચોને કેટલાક હક આપ્યા તેથી લડાઇથઈ. અંગરેજસરદાર જર્નલ પ્રેન્ડર ગાસ્ટે જ ઘ્ર રાજા થીબાઉને હરાવી તાબેકર્યો. છેવટે બ્રહ્મદેશ ૧૮૮૫ માં ખાલસાકર્યો.

## પહેલો અફગાન વિગ્રહ. ઇ. સ. ૧૮૩૯—૧૮૪૨-૩

અફગાનીસ્તાનના રાજા શાહસુજાને તેનાભાઇ દોસ્ત મહમદે ગાદીપરથી ઉઠાડીમુકયો. તેણે (શાહસુજાએ) અંગરેજની મદદ માગી. અંગરેજે પંજાબના રણજીતસીંહસાથે મલીને ઇ. સ. ૧૮૪૦ માં પરવાન આગળ દોષ્ટઅલી ને હરાવ્યો, ૧૮૪૧ માં જલાલાબાદ આગળ હરાવ્યો ને કેદકર્યો. શાહસુજાને કાબુલની ગાદીઆપી. દોસ્તમહમદના પુત્ર અકબરખાંએ કેટલાક અંગરેજને કેદકર્યા, પણ બધા ને છોડવી ૧૮૪૨ માં પાછાફર્યા.

## બીજો અફગાન વિગ્રહ ઇ. સ. ૧૮૮૦—૧૮૮૧—૧

રૂશીયન ધાસ્તીનેલીધે અમીર શેરઅલ્લીપાસે એક એલચી મોકલ્યો, પણ અમીરે તેને પેસવા નદીધો, ને રૂશીયન એલચીને માનઆપ્યું તેથી લડાઈથઇ. ૧૮૮૦ માં મૈવંદ આગળ અયુબને હરાવી અબદુલરહેમાનને ગાદીઆપી ૧૮૮૧ માં લશ્કર પાછુંફર્યું

## સીંધ વિગ્રહ ઇ. સ. ૧૮૪૨—૧૮૪૩—૧

સીંધના લોકે અગ્રેજના સામાપક્ષવાલા અફગાનોને મદદ કરી, તેથી લડાઈથઇ. એટલામાં એવું ઠર્યુંકે સીંધમાં એક રેસીડેન્ટ અને લશ્કર રાખવું. તેછતાં તેલોકે નહિ માનીને રેસીડેન્ટના બંગલાપર હુમલોકર્યો તેથી સર ચાર્લ્સ ને પીઅરે ૧૮૪૩ માં મીયાની, ને હૈદ્રાબાદની લડાઈમાં હરાવી ઈમામગઢનો કિલ્લોલીધો. આખરે તેના અમીરને એક

ચોકસ રકમ આપવા કહી તે અંગ્રેજીરાજસાથે જોડીદીધુ ૧૮૪૩

## સીંધીઆ સાથે વિગ્રહ ૧૮૪૩—૧૮૪૪

અગાઉના. કરાર તોડી, મહારાણીએ અંગરેજના ની મેલા કારભારીને દુરકરવાથી, લડાઇથઇ. અંગરેજ સરદાર લોર્ડ એલ્‌જીને ૧૮૪૩ માં મહારાજપુર ને પનિયાર આગળ સીંધીઆના લશ્કરને હરાવી ૧૮૪૪ માં ગ્વાલીઅરમાં સલા હથઇ કે સીંધીઆનું લશ્કર ઘટાડવું; ગ્વાલીઅરમાં રેસીડ ન્ટના હાથનીચે અંગરેજી લશ્કર રાખવું; રેસીડન્ટની સલા હપ્રમાણે પંચકારભાર કરે; સીંધીઆનીમા તારાબાઇ પેન્સ નલઇ દુરરહે.

## પહેલો શીખ વિગ્રહ ૧૮૪૪—૧૮૪૬—૨

ઈ. સ. ૧૮૩૯ માં રણજીતસીંહના મરણપછી ધુલી પસીંહ ગાદીએ બેઠો. એ વખતે લશ્કરી બળ વધીપડયું હતું, તેથી અંગરેજી સરહદપર નુકસાન કરવા માંડયું તેથી લડાઇથઈ- ૧૮૪૫ માં લોર્ડ ગોફે મુડકી, ફીરોજશાહેર, અ લીવાન આગળ શીખલોકોને હરાવ્યા. છેવટે ૧૮૪૬ માં લા હોરમાં સલાહથઇ કે રેસીડન્ટની સલાહપ્રમાણે પંચકારભા ર કરે; લડાઇનું ખરચ લાહોર દરબાર આપે; ને અંગરે જી સૈન્ય લાહોરમાં રાખવું.

## બીજો શીખ વિગ્રહ ૧૮૪૮—૧૮૪૯—૧

મૂલતાનના સુબા, લાલામુલરાજે બે અગ્રેજ અમલ દારને મારીનાંખવાથી લડાઇથઇ. ૧૮૪૮ માં રામનગર, ચી નીયનવાલા,ને ગુજરાતઆગળ શીખને હરાવ્યા. છેવટે ધુલી પસીંહને પેન્સન બાંધીઆપી ૧૮૪૯ માં પંજાબ ખાલસા કર્યો.

## ચીનાઇ પહેલો વિગ્રહ ૧૮૪૦—૧૮૪૨—૨

ચીનના રાજાએ અંગ્રેજ અફીણ વેચનારાને હરકત કરી, તેથી લડાઈથઈ. તેમાં ગોફે ૧૮૪૦ માં ચીનના લસ્કરને હરાવી ચીનના પાંચ બંદરમાં વેપાર કરવાની છુટ મેળવી. ૧૮૪૨.

## તહનામા.

૧ કલક-તા—૧૭૫૭ બંગાળાનો નવાબ સુરાજાદૌલા ને અંગરેજ કલાઈવ–કલક-તાનો કિલ્લો બાંધવાની પરવાનગી આપવી; અંગરેજી માલનું દાન નલેવુ.

૨ મદ્રાસ—૧૭૬૯ હૈદરને અંગરેજ-એકબીજાનો લીધેલો મુલક પાછો આપવો; એકબીજાને અરસપરસ મદદ કરવી.

૩ સુરત—૧૭૭૫ રાઘોબા ને અંગરેજ–સાલસેટ તથા બીજા બેટ અંગરેજને આપવા; થોડુંક લસ્કર અંગરેજ રાઘોબાને આપે.

૪ પુરંદર—૧૭૭૬-બંગાળા સરકારને મરેઠા--રાઘોબાને મદદ ન કરવી; સાષ્ટી તથા વસઇ બેટ બેટ મળવા.

૫ વાડગામ—૧૭૭૯-મરેઠા ને અંગરેજ-અંગરેજ સાષ્ટી વગેરે બેટ લેવાની વાત છોડીદે તો સુખે જવા દેવા; મરેઠાનો જેટલો મુલક અંગરેજે લીધો હોય તેટલો પાછો આપવો.

૬ સાલબાઇ—૧૭૮૨-મરેઠાને અંગરેજ–પુરંધર મુકામે સલાહ થયા પછી મરેઠાનો જેટલો મુલક અંગરેજે લીધો હોય તે પાછો આપવો; રાઘોબાને ચોક્કસ રકમ આપવી.

મેંગલોર—૧૭૮૪-ટીપુને અંગરેજ-પરસ્પર લીધેલો મુ

મક પાછો આપવો; સંપ સંપીને રહેવું.

૮ શ્રીરંગાપટ્ટણ—૧૭૯૨-ટીપુને અંગરેજ-લડાઈના ખરચ બદલ ચોક્કસ રકમ અંગરેજને આપવી; ટીપુ પોતાનું અડધું રાજ અંગરેજ તથા તેની મદદે આવનારને આપે; આ સરત પુરી પડે ત્યાં સુધી ટીપુના બે છોકરા અંગરેજને ત્યાં રહે.

૯ વસાઈ—૧૮૦૨-બાજીરાવ પેશ્વા ને અંગરેજ-પુનામાં પેશ્વાના ખરચથી અંગરેજી લશ્કર રાખવું; અંગરેજ સીવાય બીજી કોઇ યુરોપીયન પ્રજાને પોતાના રાજમાં દાખલ કરવી નહિ; પરસ્પર વાંધા અંગરેજ પતાવે.

૧૦ સીરજીઅંજે ગામ—૧૮૦૩-દોલતરાવ સીંધીઆ ને અંગરેજ-સીંધીઆ ગંગા ને જુમના વચ્ચેનો મુલક, તથા ભરૂચ, અહમદનગર, જોધપુર વગેરે અંગરેજને આપે; પેશ્વા તથા ગાયકવાડના વાંધા અંગરેજ પતાવે.

૧૧ દેવગામ—૧૮૦૩-યશવંતરાવ હોલ્કર ને અંગરેજ-કટક પ્રાંત અંગરેજને આપવો; બીજી યુરોપીયન પ્રજાને દાખલ કરવી નહિ; અરસ પરસના વાંધા અંગરેજ મારફત ચુકાવવા.

૧૨ સેગાઉલી—૧૮૧૬-ગુરખા ને અંગરેજ- સરહદપરનો મુલક અંગરેજને આપવો; કાલીનદીની પશ્ચિમનો મુલક જેનોહોય તેને આપવો; ખટમંડુમાં રેસીડેન્ટ રાખવો.

૧૩ યાન્દેબો—૧૮૨૬-બ્રહ્મી ને અંગરેજ-આરાકાન તીનાસરીમ વગેરે અંગરેજને આપવા; લડાઇનું ખરચ અંગરેજને આપવું.

૧૪ ગ્વાલીયર—૧૮૪૩-સીંધીઆ ને અંગરેજ- સીંધીઆનું લશ્કર ઘટાડયું; ગ્વાલીયરમાં રેસીડન્ટ રાખવો; રેસીડન્ટની સલાહ પ્રમાણે પંચ કારભાર કરે; સીંધીઆની મા તારાબાઇને પેન્સન આપવું.

૧૫ લાહોર—૧૮૪૬-શીખ ને અંગરેજ-રેસીડંટની સલાહ પ્રમાણે પંચ કારભાર કરે; લાહોરમાં અંગરેજી લશ્કર રાખવું, તેનો ખરચ દરબાર આપે.



રેગ્યુલેટીંગ ઍક્ટ—એ ઇ. સ. ૧૭૭૪ માં પ્રસાર થયો. તેમાં એવું હતું કે કલકત્તાનો ગવર્નર હિંદુસ્તાનપર રાજ કરે. તેને ગવર્નર જનૅલ કહેવો; તેને એક હજાર પૌંડનો પગાર મલે; મુંબઈ તથા મદ્રાસના હાકેમને ગવર્નર કહેવા; તેમને મદદ કરવાને ચાર માણસની કૌંસીલ સ્થાપી; સરકારી નોકરે કોઇ જાતની લાંચ લેવી નહિ.

ફૅાકસનું બીલ—એ ૧૭૮૩ માં મૂકાયું. તેમાં હતું કે કંપનીએ વેપારનું કામ કરવું; ને રાજ કારભાર પાર્લમેન્ટ ચલાવે. પણ તે મંજુર થયુ નહિ.

પીટનુંબીલ—૧૭૮૪- કંપનીના ૨૪ ડીરેકટરોને માથે ત્રણ માસની છુપી કમીટી નીમવી; કલકત્તાની કૌંશીલ માફક મુંબઇને મદ્રાસમાં પણ કૌંસીલ ઠરાવી.

ચોથ—રાજની ઉપજનો ચોથો ભાગ.

સરદેશમુખી—રાજની ઉપજનો દશમો ભાગ.



## અકબર ને ઔરંગજેબનો મુકાબલો.

અકબર ને ઔરંગજેબ બંને ચંચલાઈમાં સરખા હતા; અકબર પોતાની અકલ હોંશીઆરીથી કામ કરતો, ને ઔરંગજેબ કાવતરાંથી કામ કરતો હતો; અકબર ઉદાર ને સ

તરૂપર દયા રાખતો હતો, અને આરંગજેબ ઘાતકી ને જુલમી હતો, અકબરે હિંદુઓને મોટી મોટી નોકરી આપી, પોત પોતાનો ધર્મ પાલવા દીધો, અને ઔરંગજેબે હિંદુઓપર જુલમ કરી મુસલમાન બનાવા ઇચ્છયું; અકબરે જજીઆવેરો માફ કર્યો ને હીંદુ તરફ પ્રીતી બતાવી, અને ઔરંગજેબે જજીઆ વેરો નાંખી હિંદુઓપર કેર કર્યો.

## વોર્ન હેસ્ટીંગ ને કલાઇવનો મુકાબલો.

કલાઇવે અંગરેજી રાજનો પાયો નાંખ્યો, હેસ્ટીંગ્સે પોતાની અકલ હોંશીયારીથી રાજ વધાર્યું; રાજ કારભારમાં સંકટ વખતે ધીરજ રાખવામાં બંને સરખા હતા; કલાઇવ દરેક કામ પોતાની તરવાર ને બુધ્ધિથી કરતો હતો, ને હેસ્ટીંગ્સ પોતાના મનનું ધાર્યું કરતો હતો.

---

## કલાઇવ ને ડુપ્લી.

કલાઇવ દાવપેચી, બહાદુર ને લડવૈઓ હતો, તેમજ ડુપ્લી પણ હતો; કલાઇવે રાજનું રક્ષણ તીક્ષણ બુધ્ધિથી કરી અંગરેજી રાજની ચડતી કરી, તે ગુણ ડુપ્લીમાં નહિ હોવાથી ફ્રેંચોનું રાજ પડી ભાંગ્યું

---

## હૈદર ને શીવાજી.

પ્રથમ હલકી જાગીરો મેળવવામાં અને તેથી વધીને મોટાં રાજય સ્થાપન કરવામાં બંને સરખા હતા; તેમજ બંને દગાખોર, બહાદુર ને ખટપટીઆ હતા; તફાવત એટલોજ કે હૈદરનો પુત્ર ટીપુ. ઘણોજ હોંશીયાર છતાં રાજને ડુબાવ્યું.

---

૧૭૬૧ ની પાણીપટની છેલ્લી લડાઇ—અમદશાહ અબ દલ્લી એક દુરાની સરદાર હતો. તેણે પાંચમી વખત હિંદુસ્તાનમાં ૧૭૬૧ માં ચડાઇ કરી. મરેઠા તથા અફગાનોની પાણીપટના મેદાનમાં જબરી લડાઈ થઇ. રોહીલા તથા અયોધ્યાનો નવાબ વગેરે અબદલ્લીની મદદે આવ્યા, ને ભરનપુરનો રાજા તથા રજપુતો વગેરે મરેઠાની મદદે આવ્યા. તેમાં સદાશીવ ભાઉની મુરખાઇથી મરેઠાની હાર થઇ. પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ, સદાશીવ ભાઉ, જંકોજી સીંધીઆ વગેરે બાહાદુર સરદારો રણમાં પડયા હોલકર તથા ગાયકવાડ લડયા વગર નાઠા. આ હારથી ખેદ પામીને ૧૭૬૧ માં બાલાજી બીજો મરી ગયો.

૧૮૫૭ નો મોટો બલવો.—ઈંગ્લાંડથી આવેલી બંદુકમાં ભરવાની ટોટીઓ ને ગાય તથા ડુકરની ચરબી લગાડેલી છે એવી વાત ફેલાયાથી બંડનો ભભુકો એકદમ સળગી ઉઠયો, ને સહેજ વારમાં ચોતરફ ફરીવલ્યો. બાજીરાવનો દત્તકપુત્ર નાનાસાહેબને તેના બાપની નેમણુક નહિ મળવાથી તેના દીલમાં વેર લેવાનો ઘણો કીનો વ્યાપી રહયો હતો, તેથી તેણે કુર પણું કરવામાં બાકી રાખ્યું નહિ. એણે અંગરેજના મરદ તેમજ સ્ત્રી તથા છોકરાંને નિર્દય પણે મારીનાંખ્યા. પણ જયારે અંગરેજી લશ્કર ચોતરફ ફરીવલ્યું, ત્યારે તેમનાથી સામુ ટકીશકાયું નહિ. નાનાસાહેબ નેપાલ તરફ નાઠો, ને ટાંટીઆ ટોપીને ફાંસી દીધો. પછી માહારાણીએ ઢંઢેરો પીતાવીને કંપની સરકારના હાથમાંથી રાજ છીનવી લઈ પોતાને નામે રાજ ચલાવવા માંડયું.

---

રામાયણ—એમાં સુર્યવંશી અયોધ્યાના રાજા રાંમચંદ્રે

દક્ષિણમાં લંકાનો રાજા રાવણપર ચડાઈ કરી તેનું વર્ણનં છે. એ કાવ્ય વાલ્મીક રૂષીએ બનાવ્યું છે. એના સાત કાંડ (ભાગ) છે. રાવણપર ચડાઈ કરવાનું કારણ એ કે એ ણે રામની સ્ત્રી સીતાને પકડી લંકા લઇ ગયો હતો, તે મેળવવાને એણે ચડાઈ કરી, ને તેને પાછો લાવ્યો.

માહાભારત—એનો આરંભ ઇ. સ. પુર્વ ૧૨૦૦ ગણા ય છે. એમાં દિલ્લીના ચંદ્રવંશી બે રાજા લડયા તેનુ વ ર્ણન છે. ચંદ્રવંશી પાંડુ અને ધૃતરાષ્ટ્ર બે ભાઈ હતા. ધ તરાષ્ટ્ર આંધળો હતો, તેને દુર્યોધન નામે છોકરો હતો. બી જા ભાઇ પાંડુને પાંચ પાંડવનામે છોકરા હતા. એ બે ભા ઇઓએ માહો માંહે લડાઇ કરી. તે લડાઈ ૧૮ દિવસ સુધી ચાલી, તેમાં આખરે કૌરવનો પરાજય થંયો.

સંતાલ લોક—એ ગંગા નદીની આસ પાસના પ્રદે શમાં રહેતા હતા એ ખેતી કરી પોતાનો ગુજારો કરતા હતા ગામનો વહીવટ એક મુખ્ખી કરતો હતો તેના હાથ નીચે એક મદદગાર મુખી, ને ચોકીદાર હતો એમને ધ ર્મસંબંધી અજ્ઞાનતા ઘણી હતી. તેઓ વળી ઘણા વહેમી હતા.

બૌધ્ધ ધર્મ—ઇ. સ. પુર્વે ૫૪૩ થી ૧૦૦૦ સુધી. બુધ્ધ એ કપીલ વસ્તુના રાજાનો પુત્ર હતો. તેને એકાં તમાં વીચાર કરવાની ટેવ હતી. તેણે પછી વનવાસ લી ધો. તેણે પછીથી બધે ઉપદેશ કરવા માંડયો. એણે પો તાના ૬૦ શિષ્યોને જુદે જુદે ઠેકાણે ધર્મ પ્રસારવા મો કલ્યા. અશોક, કનિષ્ક, શિલાદિત્યા વગેરે બૌધ ધર્મી રાજા હતા. બૌધ્ધ ધર્મની બેસભા પહેલાં મલીહતી. વલી ત્રીજી અશો કના વખતમાં મલીહતી. એ ધર્મનો ફેલાવો ચીન, જાપા

ન, નેપાલ, અફગાનિસ્તાન, શિયામ વગેરે દેશમાંછે. આ ધ્રમણુ ધર્મ નીકળવાથી બોધર્મની પડતી થઈ.

## મહાનપુરૂષોના વૃતાંત

ચંદ્રગુપ્ત એ મગધનો રાજાહતો. એણે સીકદરના લશ્કરને હઠાવ્યું. તેમજ સેલ્યુકસ સાથે થોડો વખત લડાઈચાલી, આખરે સલાહ થઇ. એ મૌર્યવંશી કહેવાય છે. એ વંશની ઇ. સ. પુર્વે ૨૦૦ પછી પડતી થઇ.

વિક્રમાદિત્ય. ઇ. સ. પુર્વે ૫૭ એ માલવાની ઉજ્જયન નગરીનો રાજાહતો. એ પરદુઃખ ભંજન કહેવાય છે. એણે વિદ્વાનોને આશરો આપ્યો. એને ઘણા કામકર્યાછે. તેથી એના નામપરથી વિક્રમનો "સંવત" ગણાય છે.

શાલીવાહાન ઈ. સ.—૭૮ એ કુંભારનો પુત્રહતો. પણ દક્ષિણમાં સારાકામ કર્યાથી, તથા બ્રાહ્મણોને બૌદ્ધના જુલમથી છોડવ્યાથી એના નામનો "શક" ચાલેછે.

ભોજ એ પણ માલવામાં વિક્રમની પછી રાજા થયોહતો. એ વિક્રમના વંશનો કહેવાય છે.

અશોક. ઇ. સ. પુર્વે ૨૬૦—૨૨૩—૩૭ એ ચંદ્રગુપ્તનો પૌત્ર હતો. એનાવખતમાં બૌધ ધર્મ ઘણો ફેલાયો એ ભણેલો ને ચતુર માણુસ હતો. એ ઇ. સ. પુરવે ૨૨૩ માં ૩૭ વરસ રાજકરી મરીગયો.

જંઘીશખાં ઈ. સ. ૧૨૧૭ માં ગુલામ વંશના રાજા અલ્તમશના વખતમાં મોગલલોકનો સરદાર જંઘીશખાં એક મોટું લશ્કર લઇ ચડીઆવ્યો પૂણ તે જલદીથી પાછો ગયો.

તેમુર. એ ઇ. સ. ૧૩૩૬માં સમરકંદમાં જન્મ્યો હતો એણે ૧૩૯૮ માં તઘલખવંશના બીજા મહમદના વખત

માં દિલ્લીપર ચડાઈ કરી, લુંટ તથા હજારો માણુસ કત લ કરી સ્વદેશ ગયો. એ ૧૪૦૫ માંસમરકંદમાંમરીગયો.

બહેરામખાં. એ અકબરનો વજીર હતો. એણે અદીલ શાહના વજીર હેમુને ૧૫૫૬ માં પાણીપટની લડાઇમાં હરા વ્યો. એણે ઉમરાવોને અપમાન કીધું, તેથી અકબરે રાજ ની લગામ લીધી. આથી દીલગીર થઇ મક્કે હજ કરવા જતો હતો, પણ રસ્તામાં કોઇ અફગાન દુસ્મને મારી નાંખ્યો.

ચાંદબીબી. એ આશરે ૧૫૭૫ માં અહમદ નગરની રા ણી હતી. ઇ. સ. ૧૫૯૫ માં અકબરના છોકરા મોરાદે ઘે રો ઘાલ્યો, ત્યારે ને ૧૫૯૯ માં અકબરે ઘેરો ઘાલ્યો, ત્યા રે એણે બાહાદુરીથી લડી શહેરનો બચાવ કર્યો. પણ એ ના લશ્કરમાંથી કોઈએ એને મારીનાંખી, તેથી અહમદન ગર અકબરના હાથમાં આવ્યું.

નુરજહાં. એ એક અફગાનની છોકરી હતી, ને અક બરના જનાનખાનામાં ઉછરી હતી. અકબરે એને બંગાળા ના શીરઅફગાનને પરણાવી. પણ અકબરના મરણ પ છી ૧૬૧૧ માં જહાંગીરે શીરઅફગાનને મારીનાંખી પો તે પરણ્યો. એના બાપને વજીર બનાવ્યો, ને એના ભા ઈને લશ્કરનો ઉપરી બનાવ્યો.

નાદીરશાહ. એ ૧૭૩૭ માં ઇરાન જીતી બાદશાહ થયો. એણે ૧૭૩૮ માં હિંદુસ્તાનપર ચડાઈ કરી, દિલ્લી લુંટી લીધું. બે મહિના રહી મોટી કતલ ચલાવી ખ્યુરાસન વગેરે અથાક દોલત લઈ પાછો ફર્યો. એ ૧૭૪૭ માં મરીગયો.

અહમદશાહ અબદલ્લી. એ ૧૭૨૨ માં જન્મ્યો હતો. એ ણે હિંદુસ્તાનપર પાંચ સ્વારી કરી છે. આખરે ૧૭૬૧ માં પાણીપટની લડાઇમાં મરેઠાને અને તેની કુમકે આવનારા

ને સખત હાર આપી. આ લડાઇમાં ઘણા મહાન સરદા રો પડ્યા. આ હાર સાંભળીને બાલાજી પેશ્વા મરી ગયો.

ક્લાઇવ. એ ૧૭૨૫ માં જન્મ્યો હતો. એ પહેલાં કા રકુન હતો, ને પછી લશ્કરી નોકરીમાં હતો. એણે ૧૭૫૧ માં આર્ની આગળ, અને કાવરેપાક આગલ રાજાસાહેબને હરાવ્યો, ને ડુપ્લીએ જે ડુપ્લી-ફ્તેહ આબાદ શહેર ને મી નારો બંધાવ્યો હતો, તે નાશ કર્યો. ૧૭૫૬ માં મરેઠાનો ઘે રીઆનો કિલ્લો લીધો. ૧૭૫૭ માં બંગાળાના નવાબ સુરાજાદૌ લાને પ્લાસીની લડાઇમાં હરાવ્યો. આથી અંગરેજ બંગાળાના ધણી થયા. ૧૭૬૫ માં બંગાળા, બાહાર ને ઓરીસા અં ગરેજી રાજ સાથે જોડી દીધા, ને તેનું મહેસુલ કંપનીને આપ્યું. એણે કંપનીના નોકરોનો પગાર વધાર્યો. એ ૧૭૭૪ માં મરી ગયો.

ડુપ્લી. એ ૧૭૩૧ માં ચંદ્રનગરમાં ફ્રેંચનો ગવર્નર થ યો. ૧૭૪૬ માં મદરાસ લીધું. ૧૭૪૮ માં પોંડીચરી લે વા આવેલા અંગરેજોને હઠાવ્યા. એણે અનવરૂદીનને મા રી ચંદાસાહેબને ગાદી અપાવી, તેથી ડુપ્લી ફતેહઆબાદ શહેર વસાવ્યું, તે ક્લાઇવે તોડ્યું. ફ્રેંચ સત્તા સ્થાપના ર એ હતો. ૧૭૫૪ માં એને ફ્રાન્સ બોલાવી લીધો, ને ત્યાં ૧૭૬૪ માં ગરીબી હાલતમાં મરીગયો.

લાલી. એ ફ્રેંચ સરદાર હતો. એણે ૧૭૫૮ માં ફોર્ટસે ન્ટડેવીદ ને આર્કાટ લીધાં, ને મદરાસને ઘેરો ઘાલ્યો, પણ ઉઠાવવો પડ્યો. ૧૭૬૦ માં વોંદીવાસ આગળ અંગરેજો એ હરાવ્યો. ૧૭૬૧ માં અંગરેજે પોંદીચરી લીધું. એણે ફ્રેંચ સત્તા ખોઇ, તેથી પાછો બોલાવી લીધો, જ્યાં તેને ૧૭૬૬ માં ઘણા અપમાન સાથે ફાંસી દીધો.

બુસ્સી. એ ફ્રેંચ સરદાર હતો. એણે મચ્છલીપટ્ટણ તથા

ઉત્તર સરકાર મેળવ્યાં. એ ૧૭૬૦ માં વાંદીવાસની લડાઇ માં હાર્યો. એણે ૧૭૮૦ના બીજા મૈસુર વિગ્રહ વખતે હૈદરને સારી મદદ કરી હતી.

ચંદાસાહેબ. એ કર્ણાટકના નવાબ દોસ્તઅલીનો જમાઈ હતો. એને ૧૭૪૦ માં મરેઠાએ અંબુર આગળ હરાવી કેદ કર્યો. ૧૭૪૬ માં ડુપ્લીએ છોડવ્યો. એ ૧૭૪૯ માં અનવરૂદીનને મારીનાંખી કર્ણાટકનો રાજકર્તા થયો. આખરે એ તંજોરના રાજાને તાબે થયો, જેણે દગાથી મારીનાંખ્યો.

મુજફ્ફરજંગ. એ નીજામ–ઉલ–મુલ્કનો પુત્ર હતો. પોતાના ભાઈ નાસીરજંગને ઉઠાડી ડુપ્લીની મદદથી ગાદી લીધી. ૧૭૫૦ માં નાશીરજંગે હરાવી કેદ કર્યો, પણ બુસ્સીએ છોડવ્યો. એ ૧૭૫૧ માં મરીગયો.

નાસીરજંગ. એ નીજામનો પુત્ર હતો. ડુપ્લીની મદદથી એને એના ભાઇ મુજફ્ફરે ઉઠાડી મુકયો, પણ મુજફ્ફર મારોજવાથી બુસ્સીએ તેને ગાદી આપી.

સુરાજાદૌલા. એ બંગાળાનો નવાબ હતો. એણે ૧૭૫૬ માં કલકત્તાપર હુમલો કર્યો, ને કાસીમ બજારમાંની વખારો લુટી, તેથી કલાઇવ તથા વૉટસને મલીને ૧૭૫૭ માં પ્લાસીની લડાઇમાં ાસુરાજાદૌલાને હરાવ્યો. એ સુરાજાદૌલાએ "બ્લૅકહોલ" નામની અંધારી કોટડીમાં ૧૪૬ અંગરેજને ૧૮ ફુટ લાંબી, ને ૧૪ ફુટ પહોલી જગામાં ગોંધ્યા. બીજે દહાડે તાપ, પાણી તથા પવનને લીધે ૧૨૩ માણસ મરીગયા. પ્લાસીની લડાઇ થઇ અંગરેજો બંગાળાના ધણી થયા. એ સુરાજાદૌલાને મીરજાફરના છોકરા મીરાને મારી નાંખ્યો.

મીરજાફર. એ સુરાજાદૌલાનો સરદાર હતો. નવાબના મ

રણ પછી બંગાળા, બહાર ને ઓરીસાનો નવાબ થયો. એ અગ્રેજનો ઘણો દેવાદાર થઈ ગયો, તેથી ૧૭૬૦ માં વલંદાની મદદથી અંગ્રેજથી છુટાથવાનો યત્નકર્યો આની ક લાઇવને ખબરપડવાથી એના જમાઇ મીરકાસીમને ગાદી આપી ૧૭૬૩ માં પાછી મીરજાફરને ગાદીઆપી. એ ૧૭ ૬૫ માં મરીગયો.

મીરકાસીમ એ મીરજાફરનો જમાઈહતો. ૧૭૬૦ માં ગાદીમલી થોડાદિવસમાં દાણુલેવા સબંધી વાંધો ઉઠયો, ત્યા રે અંગ્રેજની સામાથઈ તેમના માલની હોડીઓ લુટી. એ ને અગ્રેજે ૧૭૬૩ માં ઘેરીઆ આગળ હરાવ્યો. એણે ૧૭ ૬૩ માં પટણામાં પોતાના જર્મનસરદાર પાસે અંગ્રેજની કતલકરાવી.

અમીચંદ એ બંગાલાના નવાબ સુરાજાદૌલાનો દલાલ હતો. નવાબને ગાદીપરથી ઉઠાડીમુકી મીરજાફરને ગાદીઅ પાવવાના પ્લૉટ વખતે એ હાજરહતો એણે કલાઇવને ક હ્યું કે ત્રીસ લાખ રૂપીઆ આપ, નહિતો બધીવાત નવાબ ને કહીશ. આથી કલાઈવે બે દસ્તાવેજ બનાવ્યા, એક ખ રો ને બીજો ખોટો. છેવટે ખોટો દસ્તાવેજ તેને આપ્યો, આથી તે હબકીને મરીગયો.

ચૈતસીંહ એ કાશીનો રાજાહતો. ૧૭૮૧ માં તે પ દભ્રષ્ટ થયો. ઠરાવકરતાં વધુનાણુ હેસ્ટીંગ્સે તેનીપાસથી મા ગવાની નાકહેવાથી તેને કેદપકડયો. ૧૭૮૧ માં તેને કાશી ના લોકે છોડવ્યો એ ૧૮૧૦ માં ગ્વાલીયરમાં મરીગયો.

હૈદરઅલ્લી એણે લુચ્ચાઈથી મૈસુરના હીંદુરાજાને ગા દીપરથી ઉઠાડીમુકી ગાદીપરબેઠો. એને ૧૭૬૭ માં ચંગામાં ને ત્રીનોમાલી આગળ અંગ્રેજોએ હરાવ્યો. ૧૭૮૦ માં પો લીલોરની પહેલી લડાઈમાં હૈદરે બેલીને હરાવ્યો પણ ૧૭

૮૧ માં સર આયર કુટે પોલીલોરની બીજી, સોલીંગઢની લડાઇમાં હરાવ્યો એને ભણતાં ગણતાં આવડતું નહોતું. પોતાનુ રાજ ઘણી બહાદુરીથી કર્યું એ ૧૭૮૨ માં મરીગયો.

ટીપુસુલતાન—એ હૈદરનો છોકરો હતો. ટીપુના મરણ વખતે એ મલબાર કિનારાપર હતો. એણે મૈસુરનો બીજો વિગ્રહ ચાલુ રાખ્યો. ૧૭૮૪ માં માંગલોરનું તહનામુ થયું. તે સલાહ પ્રમાણે ચાલ્યો નહીં, ને કોચીનને કેનેરા કુર્ગના લોકપર જુલમ કરવાથી તેઓએ ત્રાવણકોરના રાજાની મદદમાગી, ને આશરોલીધો આ રાજા અંગ્રેજનો મિત્રહતો, તેથી લડાઈથઈ ૧૭૯૧ માં લોર્ડ કોર્નવોલીશે બેંગલોર લીધું ૧૭૯૨ માં શ્રીરંગાપટ્ટણઆગળ સલાહથઈ ૧૭૯૯ માં સોધેશ્વર, મ્રાલવેલી ને શ્રીરંગાપટ્ટણ આગળ ટીપુને હરાવ્યો. આ છેલ્લી લડાઇમાં ટીપુ મરીગયો. તેનું રાજ ત્રણ ભાગે વહેંચાયુ. એક ભાગ પહેલાના હિંદુરાજાના વંશજોને મલ્યું, બીજો ભાગ પોતે લીધો, ને ત્રીજો નીજામ, તથા મરેઠાને આપ્યો.

સરઆયરકુટ. એ અંગ્રેજનો સરદાર હતો. એણે ૧૭૬૦ માં વૅાંદીવાસ, ૧૭૮૧ ની પાર્ટોનોવો, પોલીલોર. ૨- શોલીંગઢની લડાઈમાં બહાદુરી બતાવી. એ ૧૭૮૩ માં મદ્રાસમાં મરીગયો.

લોર્ડલેક એણે ૧૮૦૩--૪ માં દિલ્લી, લાસ્વારીદીગને ફરૂકાબાદની લડાઈમાં ખ્યાતી મેળવી. એ ૧૮૦૮ માં મુઓ.

રાઘોબા. ( રઘુનાથરાવ ) એણે ૧૭૫૮ માં ગુજરાતપર ફતેહ મેળવી. એ નારાયણરાવના ખુનમાં સામેલ હતો. એણે ૧૭૭૫ માં અંગ્રેજ સાથે સુરત આગળ તહનામુ કર્યું. એ મરેઠાની પડતીનું એક કારણ હતું. એ ૧૭૮૪ માં મરીગયો.

નાનાફડનવીશ. એ ઈ. સ. ૧૭૬૧ ની પાણીપટની લડાઇ વખતે હાજર હતો, એના મરણ પછી પેશ્વાઇ રાજનો અંત આવ્યો એ ૧૮૦૦ માં મરીગયો.

દોલતરાવ સીંધીઆ. એણે પેશ્વાના રાજપર હલ્લો કરવાથી અંગરેજે દિલ્લી, લાસ્વારી ને આગ્રા આગળ. ૧૮૦૩ માં હરાવ્યો. આથી એને સલાહ કરવાની જરૂર

પડી, ને કેટલાક શહેરો અંગ્રેજને આપ્યા.

યશવંતરાવ હોલ્કર. એણે ૧૮૦૧ માં સીધીઆએ હ રાવ્યો તેથી એને પુના લુંટ્યું. ૧૮૦૪ માં જનરલ લેકેદી ગને ફરૂકાબાદ આગળ હરાવ્યો, ને સલાહ કરવાની જરૂર પાડી. જેથી અંગરેજને કેટલાક પ્રગણાં મલ્યા. એ ૧૮૧૧ માં મરીગયો.

અહલ્યાબાઇ. એ દયાળુ, ઉદ્યોગી ને ઉદાર હતી. સ્ત્રી રાજકર્તા તરીકે એકલીજ છે. એણે ઘણી સારી રીતે રાજ ચલાવ્યું છે.

રણજીતસીંહ. એ ૧૭૮૦ માં જન્મ્યો હતો. એને પંજાબનો સીંહ કહેતા હતા. એણે શીખલોકને ઉશ્કેરીને પંજાબ શીખપાસેથી લઇલીધું. ૧૮૧૮થી ૧૮૨૩ સુધી મુલતાન, કાશ્મીર ને પેશાવર વગેરે જીતીલીધાં. એ એક મોટો યોધ્ધો હતો. એ ૧૮૩૯ માં મરીગયો.

મહાદજી સીંધીઆ. એ ૧૭૪૩ માં જન્મ્યો હતો ૧૭૬૧ ની પાણીપતની લડાઇ વખતે હાજર હતો. એણે પહેલા મરેઠીવિગ્રહમાં અંગ્રેજને વાડગામઆગળ હરાવ્યા. ને સલાહ કરાવાની જરૂરપાડી ૧૭૭૯

લોર્ડ ગોફ ૧૮૪૩ માં સીધીઆસાથે પનીઆરની લડાઇમાં, શીખ સાથે ૧૮૪૫ માં મુડકી ફીરોજ શહેર સોબ્રાનની લડાઇમાં, ૧૮૪૯ માં શીખ વિગ્રહમાં રામનગર, ચીલીયનવાલા, ને ગુજરાતની લડાઈમાં બહાદુરીબતાવી એ ચીનવિગ્રહમાં પણ હતો.

આર્થર વેલેસ્લી એને ડયુક ઓફ વેલીંગટન કહેછે. એ લોર્ડ વેલેસ્લી ગવર્નર જનરલનો ભાઇ છે એ ટીપુસાથની ૧૭૯૯ની લડાઇમાં, અને બીજા મરેઠી વિગ્રહમાં અસઇને આરગામઆગળ ૧૮૦૩ માં મરેઠાને હરાવવામાં, પ્રખ્યાત થયો એ ૧૮૦૫ માં સ્વદેશગયો એણે યુરોપમાં વોટરલુની લઢાઈમાં ૧૮૧૫ માં નેપોલીઅનને હરાવ્યો.

## લડાઇઓ.

---

| નંબર | વરસ | લડાઇ | પરિણામ |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| ૧ | ઇ.સ.પુર્વે૫૦૦૦ | પાણીપત(૧) | પાંડવોએ કૌરવનેહરાવ્યા. |
| ૨ | ૩૨૭ | જેલમ | સીકંદરે પૌરસને હરાવ્યો |
| ૩ | ઇ.સ.૧૦૨૪ | સોમનાથ | મહમદગીજનીએ ભીમદેવને હરાવ્યો |
| ૪ | ૧૧૯૧ | થાનેશ્વર | પૃથુરાજે શહાબુદીનનેહરાવ્યો |
| ૫ | ૧૧૯૩ | પાણીપત(૨) | શહાબુદીને પૃથુરાજનેહરાવ્યો |
| ૬ | ૧૫૨૬ | પાણીપત(૩) | બાબરે ઈબ્રાહીમને હરાવ્યો |
| ૭ | ૧૫૨૭ | સીકરી | ,, સંગને હરાવ્યો. |
| ૮ | ૧૫૩૫ | ગુજરાત | હુમાયુએ બહાદુરશાહને હરાવ્યો |
| ૯ | ૧૫૩૯ | બકસર | શીરશાહે હુમાયુને હરાવ્યો. |
| ૧૦ | ૧૫૪૦ | કનોજ | ,, ,, ,, |
| ૧૧ | ૧૫૫૬ | પાણીપત(૪) | બહેરામે હેમુને હરાવ્યો. |
| ૧૨ | ૧૬૫૭ | કાશી | દારાએ સુજાને હરાવ્યો. |
| ૧૩ | ૧૬૫૭ | આગ્રા | ઔરંગજેબે દારાને હરાવ્યો |
| ૧૪ | ૧૬૫૭ | ઉજ્જન | મોરાદ તથા ઔરંગજેબે જ સવતસીહને હરાવ્યો. |
| ૧૫ | ૧૬૬૫ | સીંધર | મોગલે શીવાજીને હરાવ્યો. |
| ૧૬ | ૧૭૩૮ | કર્નલ | નાદીરશાહે મહમદશાહને હરાવ્યો |
| ૧૭ | ૧૭૪૦ | અંબુર | મરાઠાએ દોસ્તઅલ્લીને હરાવ્યો |
| ૧૮ | ૧૭૫૧ | આર્ની | કલાઈવે રાજાસાહેબને હરાવ્યો |
| ૧૯ | ૧૭૫૨ | કોવરેવાક | ,, ,, ફ્રેંચોને હરાવયા. |
| ૨૦ | ૧૭૫૭ | પ્લાસી | ,, ,, સુરાજાદોલાને હરાવયો. |
| ૨૧ | ૧૭૬૦ | વાન્દીવાશ | અંગરેજે ફ્રેંચ લાલી તથા બુસીને હરાવ્યા. |
| ૨૨ | ૧૭૬૧ | પાણીપત(૫) | અહમદશાહ અબદલીએ મરેઠાને હરાવયા |
| ૨૩ | ૧૭૬૩ | ઘેરીઆ | અંગરેજે મીરકાસમને હરાવયો |
| ૨૪ | ૧૭૬૭ | ચંગામ | કર્નલસ્મીથે હૈદરને હરાવયો. |
| ૨૫ | ૧૭૬૭ | ત્રીનોમૉલી | ,, ,, ,, ,, |
| ૨૬ | ૧૭૭૨ | ચરકુલી | માધવરાવે હૈદરને હરાવયો |
| ૨૭ | ૧૭૭૯ | વાડગામ | મરેઠાએ અંગરેજને હરાવયો |

| | | | |
|---|---|---|---|
| ૨૮ | ૧૭૮૦ | પોલીલોર(૧) | હૈદરે બેલીને હરાવયો. |
| ૨૯ | ૧૭૮૧ | પોર્ટોનોવો | સર ઇ. કુટે હૈદરને હરાવયો |
| ૩૦ | ૧૭૮૧ | પોલીલોર(૨) | ,, ,, |
| ૩૧ | ૧૭૮૧ | શોલીંગઢ | ,, ,, |
| ૩૨ | ૧૭૯૧ | એરીકેરા | લોર્ડકાર્નવોલીશે ટીપુને હરાવયો |
| ૩૩ | ૧૭૯૯ | સદાશીર | જર્નલ હેરીસે ટીપુને હરાવયો |
| ૩૪ | ૧૭૯૯ | માલવેલી | ,, ,, |
| ૩૫ | ૧૭૯૯ | શ્રીરંગાપટ્ટણ | ,, ,, |
| ૩૬ | ૧૮૦૩ | અસાઇ | વેલેસ્લીએ દો. સીંધીઆને હરાવયો |
| ૩૭ | ૧૮૦૩ | લાસ્વારી | લેકે સીંધીયાને હરાવયો. |
| ૩૮ | ૧૮૦૩ | આરગામ | વેલેસ્લીએ ,, હરાવયો |
| ૩૯ | ૧૮૦૩ | દિલ્લી | લેકે ,, |
| ૪૦ | ૧૮૦૪ | દીગગઢ | અંગરેજે હોલ્કરને હરાવયો |
| ૪૧ | ૧૮૦૪ | ફરૂકાબાદ | લેકે ,, |
| ૪૨ | ૧૮૧૬ | મકવાનપુર | અંગરેજે ગુરખાને હરાવયો |
| ૪૩ | ૧૮૧૬ | હરિહરપુર | ,, |
| ૪૪ | ૧૮૧૭ | ખડકી | ,, ,, બાજીરાવને હરાવયો. |
| ૪૫ | ૧૮૧૮ | કોરેગામ | ,, ,, |
| ૪૬ | ૧૮૩૯ | પરવાન | અંગરેજે દોસ્તમહમદને હરાવયો |
| ૪૭ | ૧૮૪૩ | મીયાની | નેપીયરે સીંધીઆના અમીરને હરાવ્યા. |
| ૪૮ | ૧૮૪૩ | હૈદરાબાદ | ગોફે સીંધના હરાવયા. |
| ૪૯ | ૧૮૪૩ | પનીઆર | અંગરેજે ,, |
| ૫૦ | ૧૮૪૫ | મુડકી | ગોફે શીખલાલસિંહને હરાવયો |
| ૫૧ | ૧૮૪૮ | રામનગર | અંગરેજે શીખલોકને હરાવયા |
| ૫૨ | ૧૮૫૨ | રંગુન | અંગરેજે બ્રહ્મીઓને હરાવયા |
| ૫૩ | ૧૮૫૭ | કાનપુર | અંગરેજે નાનાસાહેબને હરાવયો |

## સાલવાર બનાવો.

ઇ.સ.પુર્વે ૫૦૦૦ પાંડવ કૈરવની લડાઇ

,, ૫૧૮ દરાયસ હીસ્તાસ્પીશની સ્વારી

| | | |
|---|---|---|
| ,, | ૩૨૭ | સીકંદરની સ્વારી |
| ,, | ૫૭ | વિક્રમાદિત્ય. |
| ઈ. સ. | ૭૮ | શાલીવાહાન |
| ,, | ૭૧૨ | મહમદકાસમની સ્વારી. |
| | ૧૦૦૧ | સુલતાન મહમદની પહેલીસ્વારી જય પાલપર |
| | ૧૦૦૮ | ,, ચોથીસ્વારી અનંગપાલપર. |
| | ૧૦૨૪ | ,, બારમી સ્વારી સોરઠીસોમનાથપર. |
| | ૧૧૯૪ | શાહાબુદીને દિલ્લી સરકર્યું. |
| | ૧૨૧૭ | જંધીશખાંની ચડાઈ. |
| | ૧૨૯૭ | અલાઉદીનની દક્ષિણપર સ્વારી. |
| | ૧૩૦૩ | અલાઉદીને ચિતોડ સરકર્યું. |
| | ૧૩૯૮ | તૈમુરની હિંદપર સ્વારી. |
| | ૧૪૮૨ | બાબરનો જન્મ. |
| | ૧૪૮૭ | પોરટુગીજ વહાણવટી બાર્થો લોમ્યુ ડીઆઝ પહેલવહેલો હિંદુસ્તાનમાં વપાર કરવાને આવ્યો |
| | ૧૪૯૭ | વાસ્કોડીગામા હિંદમાં આવ્યો. |
| | ૧૫૦૦ | કાબ્રાલ આવ્યો. |
| | ૧૫૦૫ | આલફ્રાન્સો આલબુકર્ક હિંદમાં પોરટુગીજ સંસ્થાનનો સુબો ઠર્યો. |
| | ૧૫૧૫ | આલફ્રાન્સો મરીગયો |
| | ૧૫૨૬ | પાણીપતનીલડાઈ,નેમોગલવંશનીસ્થાપના. |
| | ૧૫૨૭ | સીકરીની લડાઇ. |
| | ૧૫૨૮ | ચંદેરીનો ઘેરો. |
| | ૧૫૩૫ | હુમાયુએ ચાંપાનેરનો કિલ્લોલીધો. |
| | ૧૫૩૯ | શીરશાહે બકસરઆગળહુમાયુને હરાવ્યો |
| | ૧૫૪૦ | કનોજનીલડાઈ. શીરશાહનું ગાદીએબેસવું |
| | ૧૫૪૫ | રેઝીનકિલ્લામાં શીરશાહનું દાઝીમરવું |
| | ૧૫૫૬ | પાણીપતનીચોથીલડાઇબેરામેહેમુને હરાવ્યો |
| | ૧૫૬૦ | અકબરે રાજની લગામલીધી. |
| | ૧૫૬૮ | ,, ચીતોડ લીધું |
| | ૧૫૭૩ | ,, ગુજરાત લીધું.

૧૫૮૬ " કાસ્મીર લીધું.
૧૫૯૨ " સીંધું લીધું.
૧૮૯૪ " કંદહાર લીધું.
૧૫૯૯ " અહમદનગર લીધું
૧૬૦૦ અંગ્રેજ લોક વેપારકરવા હિંદુસ્તામાં આવ્યા
૧૬૦૪ ફ્રેંચ લોકો " "
૧૬૦૭ કપ્તાન હોકીન્સ જહાંગીરની દરબારમાં આવ્યો
૧૬૧૧ જહાંગીર નુરજહાંને પરણ્યો.
૧૬૧૨ અંગ્રેજે સુરત, અમદાવાદ ને ખંભાતમાં કોઠીસ્થાપી.
૧૬૧૫ ઇંગ્લાંડના પહેલા જેમ્સ તરફથી સર થોમસ નામનો એલચી જહાંગીરની દરબારમાં આવ્યો.
૧૬૨૬ મહોબતખાં સરદારે જહાંગીરને કેદકર્યો
૧૬૨૩ એમ્બોયનામાં અઢાર અંગ્રેજની કતલ
૧૬૨૭ શીવાજીનો સ્યુનરીના કિલ્લામાં જન્મ.
૧૬૩૯ અંગરેજે મદ્રાસનો કિલ્લો બાંધ્યો.
૧૬૪૬ શીવાજીએ ટોરનીઆની ટેકરીલીધી.
૧૬૫૭ શાહાજહાં માંદોપડયો; અને એના છોકરા ગાદીમાટે માંહોમાંહે લડય. આખરે ઔરંગજેબ ગાદીએબેઠો.
૧૬૫૯ શીવાજીએ અફજલખાનને દગાથી મારી નાંખ્યો
૧૬૬૨ મુંબઇ બેટ પોરટુગાલના રાજાની છોકરી કેથેરાઇનની પહેરામણીમાં મળ્યો
૧૬૬૩ શીવાજીએ સુરત લુટયું.
૧૬૬૪ શીવાજીએ રાજપદ ધારણ કરયું.
૧૬૬૫ શીવાજીનેસીંગરઆગળ મરેઠાએહરાવ્યા.
૧૬૭૪ માર્ટીનનામના ફ્રેંચે પોંડીચરી વસાવ્યું
૧૬૮૦ શીવાજીનું મરણ.
૧૬૮૯ સંભાજીની ઔરંગજેબે આંખોફોડી મા

રીનાંખ્યો.

૧૬૮૬ ઔરંગજેબે બીજાપુર લીધું.

૧૬૮૭ ,, ગોલકોંડા લીધું.

૧૬૯૧ અંગરેજે ફ્રોર્ટ સેન્ટ દેવીદ કિલ્લો બાંધ્યો

૧૭૦૦ ઔરંગજેબે સતારાલીધું.

૧૭૦૧ વીલીયમ નોરીસ ઔરંગજેબની દરબારમાં આવ્યો.

૧૭૦૮ વેપાર કરનારી બને ઇસ્ટઇંડીઆ કંપની જોડાઇ, ને તેનું નામ યુનાઇટેડ ઇસ્ટઇંડીઆ કંપની પડયું.

૧૭૩૮ નારશાહની સ્વારી.

૧૭૪૬ ફ્રેંચે મદ્રાસલીધું દુપ્લીને ફ્રોર્ટસેન્ટ દેવીદમાંથી પાછું હઠવું પડયું.

૧૭૪૮ નીજામ–ઉલ–મુલ્કનું મરણ.

૧૭૫૦ હૈદરાબાદનેકર્ણાટકનીગાંદીમાટેવાંધાઉઠયા.

૧૭૫૧ આર્નીની લડાઈમાં કલાઈવે રાજાસાહેબ હરાવ્યો.

૧૭૫૩ કલાઈવ પહેલીવાર ઇંગ્લંડ ગયો.

૧૭૫૬ મરેઠાનો ઘેરીઆ કિલ્લો લીધો.
સુરાજાદૌલાએ કલકત્તા લીધું; ને ૧૪૬ અંગરેજને કેદકર્યા.

૧૭૫૭ પ્લાસીની લડાઇ.

૧૭૬૦ વોંડીવાસની લડાઇ; કલાઇવ ફ્રરી ઇંગ્લંડ ગયો.

૧૭૬૧ પાણીપતની છેલ્લીલડાઇ.

૧૭૬૩ ઘેરીઆનીલડાઇનેપટણામાંઅંગરેજનીકતલ

૧૭૬૫ મીરજાફ્રરનું મરણ.

૧૭૬૭ ચંગામ ને ત્રીનોમાલીની લડાઇ

૧૭૭૪ રેગ્યુલેટીંગ ઍકટ; ને નંદકુમારને ફ્રાંશી

૧૭૭૫ સુરતની સલાહ

૧૭૮૦ પોલીપોરની પહેલી લડાઈ ને બેલીનીહાર

૧૭૮૧ પોર્ટોનોવો, પોલીલોરની બીજી, ને શોલીંગરની લડાઈ.

૧૭૮૨ હૈદરનું મરણ.
૧૭૮૪ માંગલોરનું તહનામુ
૧૭૯૧ કોર્નવાલીશે નંદીદુર્ગનો કિલ્લો લીધો; ને એરીકેરાની લડાઇ.
૧૭૯૨ શ્રીરંગાપટ્ટણની સલાહ
૧૭૯૯ સદાશીર, માલવેલી, ને શ્રીરંગાપટ્ટણ આગળટીપુનીહાર; નેછેલ્લીલડાઈમાંમરણ.
૧૮૦૩ અસાઈ, આરગામ, દિલ્લી, આગ્રો, લાસ્વારીની લડાઇ
૧૮૦૪ દીગને ફરૂકાબાદની લડાઈ
૧૮૦૬ વેલોરનું બંડ
૧૮૧૬ મકવાનપુર, હરીહરપુરની લડાઇ; ને પીંઢારીનો વીખેરવુ.
૧૮૧૭ ખડકી, ને કોરેગામની લડાઇ.
૧૮૨૫ અંગ્રેજે આરાકાન નેતીનાસરીમલીધાં.
૧૮૨૬ પ્રોમ ને પેગામની લડાઇ; ભરતપુરનો કિલ્લો લેવાયો. સ
૧૮૩૦ વીલીયમ બેન્ટીંકેસતીથવાનોચાલબધકીધો
૧૮૩૪ કુર્ગ કંપનીના રાજસાથે જોડીદીધું.
૧૮૩૯ પરવાનની લડાઇ.
૧૮૪૩ મીઆની, ને હૈદરાબાદની લડાઇ; ને સીંધને જોડીદેવું
૧૮૪૫ મુડકી ને ફીરોજશાહની લડાઈ; વલી એલીવાલ, સોબ્રાનની લડાઈ.
૧૮૪૮ રામનગર, ચીલીયનવાલાની લડાઇ.
૧૮૫૧ પંજાબ અંગ્રેજીરાજસાથે જોડીદીધું. ઓ
૧૮૫૨ પેગુ ,, ,,
૧૮૫૩ નાગપુર ,, ,,
૧૮૫૬ અયોધ્યા ,, ,,
૧૮૫૭ કાનપોર, તથાચોમેરસીપાઇઓનું મોટું બંડ.

**સમાપ્ત**

# નોટીસ.

નીચે લખેલી ચોપડીઓ શ્રીલોકહિતેચ્છુ સભાની બુકડેપોમાંથી વેચાતી મળશે.

જથ્થાબંધ લેનારને સારૂ કમીશન આપવામાં આવશે.

| | |
|---|---|
| લો. હિ. સભાના રોયલ રીડર નં. ૧ ના મીનીંગ | ૦-૬-૦ |
| „ „ „ નં. ૨ ના „ „ | ૦-૮-૦ |
| કોલેંજો એરીથમેટીકના દાખલા. ex. 1-64. | ૦-૭-૦ |
| અઘરા દાખલા—ખુલાસા સહિત. | ૦-૧૨-૦ |
| ભુગોળ વિદ્યા. ( પાંચે ખંડની એક ) . | ૦-૧-૯ |
| હિંદુસ્તાનના ઇતિહાસની પુરી નોટ. | ૦-૪-૦ |

**Scholar's Register. 0 - 1 - 0**

**D. D. Dalal's Gujarati grammar with proverbs. 1 - 0 - 0**

**Exhaustive notes on Robinson Crusoe 0 - 12 - 0**

**Gujarati proverbs with English equivalents. 0 - 5 - 0**

**Solutions of Matriculation P. in Arithmetic. 0 - 12 - 0**

**„ „ Euclid. 0 - 8 - 0**

**M. N. Nanavatty.**

**BROACH.**




સર્વે ગુજરાતી તથા અંગ્રેજી સ્કૂલના માસ્તરો તથા વિદ્યાર્થીઓને ખબર આપવામાં આવે છે કે સઘળી ગુજરાતી તેમજ અંગ્રેજી શાળોપયોગી ચોપડીઓ શ્રી લોકહિતેચ્છુ સભાની બુકડેપોમાંથી વેચાતી મળશે.

લી. સેવક

લક્ષ્મીશંકર રત્નેશ્વર શુકલ

તા. ક.

ગુજરાતી હિંદુસ્તાનના ઇતિહાસની બુક નો. ૮ સદરહુ જગ્યાએથી વેચાતી મળશે

જથ્થાબંધ લેનારને સેંકડે વીશ ટકા કમીશન લેખે આપવામાં આવશે.

